# બાળરામાયણ.





કર્તા

પ્રભાશંકર જયશંકર પાઠક.

# બાળરામાયણ.

( બાળકો કન્યાઓ અને સ્ત્રીઓને સમજાય તેવી
વિસ્તૃત ટીકા અને શબ્દાર્થ સાથે )

લેખક અને પ્રકાશક,


**પ્રભાશંકર જયશંકર પાઠક.**

પાર્વતી મેન્શન્સ બી. બ્લૉક રૂમ નં. ૨૦ મુંબઇ-૭



સંવત ૧૯૭૩. પ્રત ૫૦૦

પ્રથમાવૃત્તિ.

કીંમત રૂા. ૦-૬-૦ પોસ્ટેજ જુદું.



# અર્પણપત્ર.

**શ્રીયુત શેઠ ભોળાભાઇ છોટાલાલ કોઠારી.**

તાંબાકાંટા-મુંબઇ.

આપણી બાલ્યાવસ્થામાં સાથે વિદ્યાભ્યાસ
કરતાં આપની જન્મભૂમિમાં ગાળેલા
અમૂલ્ય વખતના સ્મારક તરીકે
સદરહુ પુસ્તકની પ્રથમાવૃત્તિ
હું આપને સ્નેહ પૂર્વક
અર્પણ કરી કૃત્ય કૃત્ય
થાઉં છું.

મુંબઇ
તા. ૧૯-૧૧-૧૫.



આપનો
સ્નેહાધીન.
પ્રભાશંકર.

# પદ્યપરિચય.

સુરતમાં ભરાયેલી સાહિત્ય પરિષદને અંગે યોજેલી ઇનામ માળા માટે આ પ્રવૃત્તિ થઈ હતી. સાહિત્ય પરિષદ્ લોકોપયોગી નિબંધો હરિફાઇથી લખાવે એ પ્રશંસનીય છે, પણ આમ મહાકાવ્યોના સાર લખાવવાથી કયા હેતુની ફલસિદ્ધિની તેણે આશા રાખી હશે તે સમજાતું નથી. જો પરિષદનો હેતુ પ્રાણ વિનાના ખોળીયા જેવી કવિત્વહીન પદ્યરચના કે વૃત્તબંધને બહલાવવાનો હોય તો તે વિષે કંઇ કહેવા જેવું નથી. પરંતુ તેનો શુભ આશય કવિત્વ વિકસાવવાનો હોય તો કહેવું જોઇએ કે આ રીતે કામ લેવાથી તેમ થવાની આશા નથી. અમુક નિયત પ્રમાણ નક્કી કરી તેટલામાંજ સાર સમાવવાથી પદ્યરચના બનાવોની માત્ર એક ફેરિસ્ત જેવી થઇ પડવાનો સંભવ છે. કવિતાના જીવનરૂપ રસ, અલંકાર, કલ્પના વગેરે કવિચાતુરીને પ્રવેશ મળવાનો અવકાશ જ નથી રહેતો. આખા કાવ્યનો સાર કે અનુવાદ લખવા કરતાં, કાવ્યના અમુક પ્રસંગો પસંદ કરી તે ઉપર કવિતા લખાવવામાં આવે તો તેથી કવિત્વશકિતને વિહરવા બહોળો પ્રદેશ રહેશે, નહિં તો પછી ખીલે બાંધેલા પરતંત્ર પશુ જેવી તેની દશા થશે.

કાવ્યમાં ભાવ અને ભાષા એ બે અંગો મુખ્ય છે. પ્રસ્તુત કાવ્ય જે હેતુથી લખવામાં આવ્યું હતું તે હેતુ જોતાં ભાવને તો નહિ જેવોજ અવકાશ હતો. તો પણ પંચવટીનું પ્રકૃતિદ્રશ્ય અને રામને સીતાજી માટેનો વિલાપ વગેરે રસભરિત પ્રસંગો છે.

ભાષા સંબંધમાં કાવ્યની શૈલી રૂચિર તેમ સરળ અને સ્વાભાવિક છે. તેમાં અટપટી વાક્યરચના કે સંદિગ્ધ વિચારશ્રેણિયો નથી કે જેથી તે વાંચતાં બાળકો અટવાય. બાળકો તેમજ થોડાં શિક્ષણ-વાળાં સ્ત્રીપુરૂષો તે હોંશે હોંશે વાંચી શકશે. સંસ્કૃતના મધુર સચોટ અને અર્થદ્યોતક શબ્દો ગુજરાતીમાં કઠિન લાગે છે. આવા શબ્દોની અધિક સંખ્યા આ બાળકાવ્યમાં જરા ખુંચત, પરંતુ ગ્રંથની અન્તે આપેલા શબ્દાર્થ કોશથી તે બાધા જતી રહે છે. ઐતિહાસિક સ્થળો અને પાત્રોનો ટિપ્પણોમાં કરાવેલો પરિચય બાલકોની જ્ઞાનસીમાનું ક્ષિતિજ વિસ્તૃત કરે એમ છે. કાવ્યમાં વૃત્તોની પસંદગી ઉદ્દિષ્ટ વાંચક વર્ગને માટે કાંઇક ગજા ઉપરાંત થઇ લાગે છે. કઠિન વૃત્તોને બદલે લલિત શૈલીનાં નાનાં રસાળાં બાલભોગ્ય ગીતો ઉમેર્યાં હોત તો, કાવ્યના સૌન્દર્ય અને ઉપયોગિતામાં વધારો થાત.

'બાળરામાયણ'નો છોડ આપણી એકે એક ગૃહકુંજમાં ઉગી નીકળે અને તેની શાખાએ બેઠેલાં આપણાં નાનકડાં કોકિલોનું કુજન તેમાં મોદ પ્રસરાવે, એ ઇચ્છા મર્યાદાપુરૂષોત્તમ **શ્રીરામચંદ્રજી** પૂરી કરે.

પાટણ,<br>
તા. ૮-૧૧-૧૯ } **રામલાલ ચુનીલાલ મોદી.**



# ભૂમિકા.



રામાયણ અને મહાભારત એ બે હિંદુસ્તાનનાં પ્રાચીન ઐતિહાસિક મહાકાવ્યો છે. તેના દૈવીશક્તિસંપન્ન સમર્થ લેખકોએ તેમાં રસની એવી તો જમાવટ અને વ્યાવહારિક જ્ઞાનની એવી તો સરસ ગુંથણી કરી છે કે તેનાં અનેક ભાષાઓમાં ભાષાંતરો થયાં છે, અને હઝારો વર્ષો વહી ગયા છતાં હજુ પણ લોકો તેટલાજ ભાવથી તે કાવ્યો વાંચે છે. મૂળ કૃતિ ઉપરથી જમાનાના જૂદા જૂદા કવિઓએ પોતપોતાની ભાષામાં અનેક નવિન કૃતિઓ પણ બનાવી છે અને બનાવાય છે.

ગુજરાતી ભાષામાં પણ એવી કેટલીક ન્હાની મ્હોટી કૃતિઓ વિદ્યમાન છે. ૧૯૧૫ ની સાલમાં સુરતમાં ભરાએલી સાહિત્યપરિષદે આખી રામાયણનો સાર પાંચસોથી હઝાર લીટીઓમાં કાવ્યમાં જે કોઇ ઉત્તમ રીતે લખશે તેને દોઢસો રૂપીયાનું ઇનામ આપવાનું જાહેર કર્યું. સાંભળવા પ્રમાણે વીશેક કાવ્યો આવ્યાં હતાં તેમાંથી બે પાસ કરી તેના લેખકોને ઇનામ વહેંચી આપવામાં આવ્યું હતું. જેમને તે ઈનામો મળ્યાં હતાં તેમનાં કાવ્યો કયા દ્દષ્ટિબિંદુથી પરીક્ષક કમીટીએ ઇનામને યોગ્ય ગણ્યાં હતાં તે બાબત પેપરોમાં અનેકવાર જાહેર ચર્ચા થઇ ગયેલી હોવાથી હું તેથી દૂર રહી એટલું તો જણાવીશ કે સદરહુ કાવ્યનું મૂળસ્વરૂપ પણ તે વીશમાંનું એક છે. ઘણુંજ ટુંકામાં લખવાનું હોવાથી મરજી ન હોવા છતાં પણ જ્યાં રસ જમાવી શકાય

તેવી પણ કેટલીક બાબતોને ટુંકાવવી પડી છે. પરાકાષ્ટાએ હજાર લીટીમાં ઇતિવૃત્ત લખી પરિષદમાં મોકલ્યું હતું પણ વંશરથ, ઉપેન્દ્ર-વજ્રા, દ્રૂતવિલંબિત, વીગેરે છંદો જે મેં બેવડી લીટીમાં લખ્યા હતા તેની પરીક્ષક કમીટીએ ચાર લીટીઓ ગણી મારી એક હજાર લીટીઓ તેમની ગણત્રી પ્રમાણે બારસેં નેવું થવાથી નિયમ વિરૂદ્ધ ગણી તે કાઢી નાખ્યું હતું.

એજ કૃતિમાં પાછળથી સુધારો વધારો કરીને આ સ્વરૂપમાં હવે તે હું જાહેરમાં મુકુછું. મૂળ કૃતિ મારી જન્મભૂમિ પાંડરશીંગા ગામમાં વીસેક દિવસમાં લખી હતી, જેમાં સુધારો વધારો કરતાં એકાદ માસ લાગ્યો હતો. આદ્યંત મુખ્ય આધાર અધ્યાત્મ રામાય-ણનો લીધો છે. ઉત્તરકાંડમાં રઘુવંશની અને કેટલેક છુટક સ્થળે શ્રીયુત દત્તની ઇંગ્લીશ રામાયણની મદદ પણ લીધી છે. કાંડનો ક્રમ કાયમ રાખી વાતનો સંબંધ સાચવી ક્રમવાર મુખ્ય મુખ્ય બનાવો લઇ તે ટુંકામાં વર્ણવ્યા છે. રાગમાં પીંગળના જૂદા જૂદા છંદો વાપર્યા છે. શરૂઆત-માં ન્હાનાં અને આગળ જતાં મોટાં વૃત્તોનો ઉપયોગ કર્યો છે. છેવટ દરેક પાત્રોની ટુંક હકીકત, ઐતિહાસિક સ્થળોની ટુંક નોંધ તથા કઠિન શબ્દોના સ્પષ્ટાર્થ મુકી સાધારણ અભ્યાસ કરેલાને પણ સમ-જવું સહેલું થઇ પડે એમ કરવા બનતી કોશીશ કરી છે.

સંસ્કૃતમય કઠિન શબ્દો ગોઠવી પ્રાસ વગરનાં લખેલાં કાવ્યો વિદ્વાનોના એક ન્હાનકડા ગોળને વખતે રૂચિકર થઈ પડતાં હશે પણ સાધારણ શિક્ષિત વર્ગના વિશાળ જનસમૂહને તો તે તદ્દન નકામા જેવાંજ છે. એ ધ્યાનમાં રાખીને સાધારણ લોકની રસવૃત્તિને તથા

સમજ શક્તિને અનુકૂળ થઈ પડે એવી ઘરગથુ ભાષામાં આ પ્રયાસ કરાયો છે, જે કેવળ ઉત્તમ ભાવનામય સૃષ્ટિમાં સંચરવાના શોખીન વિદ્વજ્જનોને વખતે પ્રિય ન થઇ પડે તો ભલે તેમ થાઓ, પણ જેમને માટે આ પ્રયાસ થયો છે તેઓ જો ઉલટથી આ કૃતિને આદર આપશે તો હું મારો પ્રયાસ સફળ થયેલો માનીશ.

સદરહુ ગ્રંથ પ્રેસમાં મોકલતાં અગાઉ તેનો પરિચય પાટણ નિવાસી મ્હારા સહાધ્યાયી મિત્ર શ્રીયુત રામલાલ ચુનીલાલ મોદી કે જેમનું નામ ગુર્જર સાહિત્ય ક્ષેત્રમાં હવે અજાણ્યું નથી તેમને કરાવ્યો હતો, જેની તેમને હાથે લખાયેલી નોંધ આ સાથે સામેલ રાખી અમારી વિદ્યાર્થી અવસ્થાનો સ્નેહ તાજો કરી જાળવી રાખતાં મને ઘણો આનંદ થાય છે.

મારા આ પ્રયાસને ઉત્તેજન આપી તેને પ્રસિદ્ધિમાં મુકવા મદદ આપનાર પણ શાહ ભોળાભાઇ છોટાલાલ કોઠારી નામના મ્હારા બીજા એક ઉદાર શ્રીમંત સહાધ્યાયી મિત્ર છે, જેમની ટુંક જીવનરેષા આ સાથે સામેલ છે.

**મુંબઇ.** } **કર્તા.**
તા. ૨૬-૧૧-૧૬.



# શ્રીયુત શેઠ ભોળાભાઇ છોટાલાલ કોઠારીનું ટુંક જીવનવૃત્તાંત.



રમણીય ગુજરાત પ્રદેશના વડોદરા રાજ્યના કડી શહેરમાં સંવત ૧૯૪૪ ના આશો વદી ૧૩ ના રોજ શેઠ ભોળાભાઇનો જન્મ થયો હતો. તેમનાં સ્વર્ગસ્થ માતુશ્રીનું નામ કમળાબાઇ હતું, અને તેમના વયોવૃદ્ધ વિદ્યમાન પિતાશ્રીનું નામ છોટાલાલ કોઠારી છે. છોટાલાલ કોઠારીએ સ્વશકિતથી મુંબઇમાં તાંબાકાંટાપર તાંબા પીતળના તથા સુતરના વ્યાપારમાં જોડાઇ સારી ધનપ્રાપ્તિ કરી છે. યુવાવસ્થામાં ઘરભંગ થવાથી તેમણે ફરી લગ્ન કર્યાં હતાં, પરંતુ તે બાઇ પણ શોમાભાઇ નામના એક પુત્રને મુકી દેવલોક પામ્યાં છે. છોટાલાલ કોઠારી ઘણું ખરૂં ધંધાને અંગે મુંબાઈ રહેતા હોવાથી તેમના જ્યેષ્ટ પુત્ર ભોળાભાઈની કેળવણીની શરૂઆત પણ મુંબાઈ થયેલી. પછી કેટલોક વખત દેશમાં રહેવાનું થવાથી ઇંગ્લીશ પ્રાથમિક કેળવણી કડી એં. વ. સ્કુલમાં લેવાઇ. આ અરસામાંજ હું પણ કડી તેમની સાથેજ અભ્યાસ કરતો હોવાથી અમે બે પ્રથમ સહાધ્યાયી અને પછી મિત્ર બની રહ્યા. મારી વિદ્યાર્થી અવસ્થામાં પણ મને તેમના કુટુંબ તરફથી અવરનવર કેટલાક પ્રકારની મદદ મળતી હતી તે હું હજુ પણ ભૂલી ગયો નથી. મારી સાથેજ ઇંગ્લીશ પાંચમું ધોરણ પાસ કરી મી. ભોળાભાઇ સંવત ૧૯૬૪ માં મુંબાઇ ગયા ને ત્યાં તેમના પિતાની કાર્યધુરામાં ધીમે ધીમે ભાગ લેવા લાગ્યા. જેમ જેમ

અવસ્થા વધતી ગઈ તેમ તેમના વયોવૃદ્ધ પિતાશ્રી દેશમાં રહેવા લાગ્યા ને દુકાનનો સઘળો વહીવટ મી. ભોળાભાઇએ નાની વય છતાં કુશળતાથી ઉપાડી લીધો. મુંબાઇમાં તાંબાકાંટા પર મેસર્સ ભગવાનદાસ ગંગારામની કંપનીની પેઢી ઘણી જુની અને પ્રખ્યાત છે. તે પેઢીના વડીલ ભાગીદારોની દેખરેખ નીચે મી. ભોળાભાઇને વ્યાપારની ઉત્તમ તાલીમ મળતી ગઈ, જે હીરાને પાસા પાડવાથી દીપી નીકળે તેમ શોભી ઉઠી. અત્યારે તેઓ વ્યાપારની ઝીણી ખાંચખુંચો પણ સારી રીતે સમજી શકે છે ને એક ઉમરે પહોંચેલા બાહોશ વ્યાપારીની પંક્તિમાં તેમની ગણના થાય છે.

તેમનાં લગ્ન સૌભાગ્યવતી મણિબાઇ વેરે કડીમાંજ થયાં છે. આ બાઇ પણ સુશિક્ષિત હોઇ આવા કેળવાયેલા અને પ્રવીણ પતિની પત્ની થવાને સંપૂર્ણ રીતે યોગ્ય છે. કુંવારી અવસ્થામાં કડીમાં મારા ઘર કનેથી સ્કુલમાં જતાં ત્યારથી હું સારી પેઠે તેમને ઓળખું છું. શ્રીમંત યુવાન પતિ, નોકર ચાકરો, ગુમાસ્તાઓ વીગેરે અનેક પ્રકારની સાહેબી છતાં લેશ પણ ગર્વ કે ઉછાંછળાપણું આ બાઈમાં નથી એ તેમના પર બાળપણમાં પડેલા ઉત્તમ સંસ્કારોનું પરિણામ છે. દીલગીરીની વાત છે કે એક સંતતિની તેમને ખોટ છે, જે ઇશ્વર પુરી કરી તેમની મનોવાંછના પૂર્ણ કરશે.

મી. ભોળાભાઇને બાળપણથીજ વિદ્યાવ્યાસંગ છે. ગર્ભશ્રીમંત હોઇ તેમના પિતાને તે વખતે એકજ પુત્ર હોવાથી લાડમાં ઉછરેલા હોવા છતાં નવાઇની વાત તો એ છે કે તેમનામાં એક પણ દુર્ગુણે વાસ કર્યો નથી. તેમના પિતાશ્રીને ડગલે ડગલે ચાલી દેવસેવા કરવી,

મંદીરોમાં જવું, પુણ્યદાન કરવું, ધર્મ પર અડગ શ્રદ્ધા રાખવી વીગેરે જે સદગુણો આજકાલના ફેશનના ભોગ થઇ પડેલા શ્રીમંતના પુત્રોમાં જોવામાં નથી આવતા તે તેમનામાં છે એ બેશક તેમના ઉમરે પહોંચેલા પિતાશ્રીને સંતોષ પામવા જેવું છે. ઓરમાન ભાઇ પર પણ સગા ભાઇ કરતાં વિશેષ સ્નેહ, તેની કેળવણી માટે કાળજી, તેમનાથી ઉંમરે મોટા ગુમાસ્તાઓ પર દાબ, સઘળું હોવા છતાં નિરાભિમાની-પણું, યુવાની છતાં ઠરેલપણું, આ બધું જોતાં ભવિષ્યમાં તેઓ એક નામાંકિત વ્યાપારી, આગળ પડતા શહેરી, અને કુટુંબ વત્સલ વડીલ તરીકે પ્રખ્યાતિ મેળવશે એમ આશા રાખીએ તો તે અસ્થાને નથી.

અમારો બાળપણનો સ્નેહ વધારે ગાઢ કરવા મારા રંક પ્રયાસને ઉત્તેજન આપવા તેમણે આ પુસ્તકને પ્રસિદ્ધિમાં લાવવા જે આર્થિક ઉદાર મદદ કરી છે તે બદલ હું તેમનો આભારીછું અને આશા રાખુંછું કે તેમની ઉમરની સાથે તેમને મળેલા શુભ સંસ્કારો પણ વૃદ્ધિ પામતા જાય અને આવાં અનેક શુભ કાર્યો તેમને હાથે થઇ સંસારમાં તેઓ સારી કીર્તિ મેળવવા ભાગ્યશાળી થાય. અસ્તુ.

પાર્વતીમેન્શન્સ મુંબઇ-૭ }
તા. ૧૮-૧૧-૧૬ } કર્તા.



# અનુક્રમણિકા.

| વિષય. | પૃષ્ટાંક. |
|---|---|
| **मंगलाचरण.** | १ |
| प्रास्ताविक. | १ |
| **रामायणमाहात्म्य.** | २ |
| **१ बालकाण्ड.** | ३ |
| શિવપાર્વતી સંવાદ. | ૩ |
| રામાવતારનું રહસ્ય. | ૫ |
| રામજન્મ. | ૭ |
| યજ્ઞસંરક્ષણ. | ૯ |
| અહલ્યાઉદ્ધાર. | ૧૨ |
| સીતાસ્વયંવર. | ૧૩ |
| પરશુરામ ગર્વખંડન. | ૧૫ |
| **२ अयोध्याकाण्ड.** | १७ |
| રાજ્યાભિષેકમાં વિઘ્ન. | ૧૭ |
| કૈકેયીની કુટિલ બુદ્ધિ. | ૧૮ |
| પતિભક્તિ. | ૨૦ |
| મા અને ભાઇનો સ્નેહ. | ૨૨ |
| વનગમન. | ૨૩ |
| શ્રવણકથા. | ૨૬ |
| દશરથઅવસાન. | ૨૭ |
| ભરતનો સ્વાર્થત્યાગ. | ૨૮ |
| **३ अरण्यकाण्ड.** | ३० |
| ઋષિઆતિથ્ય. | ૩૦ |
| પંચવટી. | ૩૨ |
| શૂર્પણખાને શિક્ષા. | ૩૪ |
| સુવર્ણમૃગ અને સીતા. | ૩૬ |
| સીતાહરણ. | ૩૯ |
| રામનો પરિતાપ. | ૪૧ |
| **४ किष्किंधा काण्ड.** | ४३ |
| સુગ્રીવમૈત્રિ. | ૪૩ |
| વાલીનિધન. | ૪૫ |
| પ્રસવણ પર વર્ષાઋતુ. | ૪૬ |
| સીતાની શોધ ખોળ. | ૪૬ |
| **५ सुंदरकाण्ड.** | ५० |
| સમુદ્રઉલ્લંઘન. | ૫૦ |

# अथ मङ्गलम्.

राज्यं येन [illegible]यक्तं गुरोराज्ञया
पाथेयं परिगृह्य कार्मुकवरं घोरं वनं प्रस्थितः ।
स्वाधीनः शशिमौलिचापविषये प्राप्तो न वै विक्रियां
पायाद्वः स बिभीषणाग्रजनिहा रामाभिधानो हरिः ॥

જેમણે વડીલની આજ્ઞાથી કપડાને છેડે વળગેલા તરખલાની પેઠે રાજ્યત્યજી દીધું અને ભાતામાં ધનુષ માત્ર લઇને ઘોર જંગલમાં ચાલી નીકળ્યા, જેમને ઇંદ્રીયો વશ છે, ને શંકરના ચાપનો ભંગ કર્યા છતાં જેમને વિક્રિયા થઇ નથી ( ગર્વ આવ્યો નથી ) એવા વિભીષણના વડીલ ભાઇને મારનારા રામનું નામ ધારણ કરનારા હરિ તમારૂં રક્ષણ કરો.

कल्याणानां निधानं कलिमलमथनं पावनं पावनानां
पाथेयं यन्मुमुक्षोः सपदि परपदप्राप्तये प्रस्थितस्य ।
विश्रामस्थानमेकं कविवरवचसां जीवनं सज्जनानां
बीजं धर्मद्रुमस्य प्रभवतु भवतां भूतये रामनाम ॥

જે કલ્યાણોનું નિધાન છે, કલિયુગના પાપને જે ટાળનારૂં છે, પવિત્ર વસ્તુઓને પણ જે પવિત્ર કરનારૂં છે, સત્વર ઉચ્ચ સ્થાનને મેળવવા નીકળી પડેલા મુમુક્ષુજનને માર્ગમાં જે ભાતારૂપ છે, મોટા કવિઓની વાણીનું જે એક વિરામ સ્થાન છે, સત્પુરૂષોનું જે જીવન છે, અને ધર્મરૂપી વૃક્ષનું જે બીજ છે તે રામનામ તમારી ઉન્નતિ કરો.

# બાળરામાયણ.

## મંગળાચરણ.

### સ્રગ્ધરા.

દેવોને સ્હાય દેવા મનુષ્ય રૂપ ધરી તેમનાં દુઃખ ટાળ્યાં,
આજ્ઞા પાળી પિતાની, ત્યજી સહુ સુખને જંગલે જે વસેલા,
ઉલ્લંઘી દુઃખ કેરો ઉદધિ, મૂળ થકી દુષ્ટનું વૃક્ષ છેદ્યું,
સર્વેને સુખ આપ્યું, દશરથ સુત તે રામને હું સ્મરૂંછું.

ધારેલું એકપત્નીવ્રત સતત, અને જે સદા સત્યવાદી,
હોતા જે સુખદુઃખે અવિચળ વચની, ધર્મશાળી, વિવેકી,
જેનું કોદિ ગયું ના ધનુષ પર ચડ્યું બાણ મિથ્યા કરાળું,
નીતિની મૂર્તિરૂપી, પરહિત પ્રણયી, રામને હું સ્મરૂંછું.



## प्रास्ताविक.

### અનુષ્ટુપ.

રામના ગુણ કે'તાં તો, શેષ ના પાર પામશે;
તો પછી કેમ આ ન્હાના, કાવ્યે પૂર્ણ કહી શકું ?
શાળામાં શિખતાં બાળો, કન્યકાઓ અને સ્ત્રીઓ,
સ્હેલથી સમજે પોતે, સાર રામ ચરિતનો,
ઇચ્છીને મનમાં એવું, પ્રયત્ન કરવા ચહી,
સ્મરીને ઇષ્ટ દેવીને, લેખની કરમાં ગ્રહી.



## ામાયણ મા ાત્મ્ય.

### દોહરા.

સર્વ લોક અવલોકતા, ધરતા ઇશનું ધ્યાન,
મુનિ નારદ આવી ચડયા, બ્રહ્મલોક છે જયાંહ્ય.

સહુ દેવો ઉભા થઇ, મુનિને દઇ ઉત્થાન,
અર્ઘ્યપાદથી પૂજીને, પ્રેમે કરે પ્રણામ.

ખિન્ન થઇ નારદ કહે, "કલીના યુગની માંહ્ય,
કર્મ તણાં દુઃખ ભોગવે, પામર જીવો કાંય.

સ્હેજ ઉપાયે તેમની, સદ્ગતિ જેથી થાય,
હે બ્રહ્મા એવો કંઇ, દર્શાવો જ ઉપાય."

પ્રીતેથી અજ બોલીયા, "રામકથા પાવન,
શુદ્ધ દિલેથી વાંચતાં, ટળે પાપ નિઃશંક.

સર્વ શાસ્ત્રનો સાર એ, રહસ્ય ઉત્તમ તેહ,
ગિરિજાને પૂર્વે કહી, શિવે આણી સ્નેહ."



# ૧ बालकाण्ड.



## શિવપાર્વતી સંવાદ.

### માલિની.

ધવલ હિમગિરિના ઉચ્ચ કૈલાસ શૃંગે,
ત્રિપુરહર બિરાજ્યા એકદા શાંત ચિત્તે.
તવ કર દ્વય જોડી પાર્વતી ભાવ લાવી,
અતિશય વિનયેથી પ્રશ્ન પુછે વિચારી.

### ઉપેન્દ્રવજ્રા.

"કૃપા કરી નાથ તમે હમેશાં,
અનેક વાતો મુજને કહોછો.
લગીર શંકા મમ દિલ આવી,
મટાડવા આપ સમર્થ તે છો.

અતીત માયા થકી રામ તો છે,
અને વળી આદિ પુરૂષ સૌથી;
વિલાપ શાને પછી વ્યર્થ કીધો,
સીતાજી માટે વનમાં દુઃખેથી ?"

તદા ત્રિનેત્રે હસીને કહ્યું કે:—
" સુણો તમે પર્વતરાજપુત્રિ !
ન થાય માયાવશ ઇશ કો દિ;
અગમ્ય છે રામ તણું ચરિત્ર.

અનેક બ્રહ્માંડ તણા નિયંતા,
અનાદિ નારાયણ રૂપ એ તો.
રડે કદિ જાનકી માટ શું એ ?
વિચાર તેનો મનથી કરી લ્યો."

સુણી પ્રભુના મુખ કેરી વાણી,
રીજી ઘણું પાર્વતી વિનવે કે:—
" કહો કહો નાથ ! બધી પુરાણી,
કથા સીતા રામ તણી મને એ."

## અનુષ્ટુપ્.

પછીથી શિવજી કે'છે, કથા રામ તણી તહીં.
પાર્વતી સાંભળે પ્રીતે, એક ચિત્ત બની જઇ.



## રામાવતારનું રહસ્ય.

### મંદાક્રાંતા.

ના વેઠાયો દશમુખ તણો પાપનો ભાર જ્યારે,
દોડી આવી સુરસદનમાં, ગાય રૂપે ભૂ ત્યારે.
દેવે સુણી વિનતિ સઘળી, સૌ ગયા ક્ષીર તીરે.
કીધી સ્તુતિ તહીં હરિ તણી, સર્વ સાથે મળીને.

### માલિની.

"કનકરૂચિરકાંતિ, સર્વદા સૌમ્ય શાંતિ,
અગણિતગુણગ્રામી, સર્વસાક્ષી સુનામી,
સકળ ભુવન કેરા સ્વામી, એવા મુરારિ,
ભવભય સહુ હર્તા, દુષ્ટ સંહાર કર્તા."

ઇતિ સુણી સુરવાણી, ચાર આયુધ ધારી,
ભુજગશયનશાયી, લક્ષ્મીના નાથ ત્યાંહી,
પ્રકટ થઇ પુછેછે મેઘ ગંભીર શબ્દે,
સકળ સુર મુનિને સ્નેહભીના થઇને.

" સહુ ભયભીત જેવા, કેમ દીસો છ દેવા ?
જરૂર મુજ પડી શી ? ત્રાસ કેનાથી પામ્યા ? "
તવ અજ વદતા કે, " પુત્ર પૌલસ્ત્ય કેરો
સકળ મુનિજનોને ત્રાસ આપે ઘણેરો.

### અનુષ્ટુપ્.

સંતોષી તપથી મુને, પામ્યો તે મુજથી વર,
માનુષી બલથી પામે, મોત એ સર્વથા ખલ.
આપને મર્ત્યભૂમિમાં, ધારીને દેહ માનુષી
ઘટે છે છેદવું નિશ્ચે, દેવકંટક મૂળથી."

### ઉપેન્દ્રવજ્રા.

તદા કહે વિષ્ણુ વિરંચીને કેઃ—
થયા ઋષિ કશ્યપ નામથી જે,
મને રીઝાવી તપના પ્રભાવે,
સુપુત્ર માગે મમ તુલ્ય કો એ.

હવે થયા તે નૃપ સૂર્યવંશી,
કરી અયોધ્યા પુરી રાજધાની;
ધરીશ ત્યાં જન્મ હું રામરૂપે
થશેજ માયા જનકાત્મજા એ."

ધરિત્રીનો ભાર હરી જ લેવા,
સહુ મળીને કંઈ સ્હાય દેવા,
કહી મુનિને કપિ રૂપ લેવા
થયા પછી અંતર્ધાન દેવા.



# રામજન્મ.

## હરિગીત.

નગરી અયોધ્યા રમ્ય કેરા નામ દશરથ ભૂપતિ,
ના સંતતિ કાંઇ થઇ પટરાણી જો કે ત્રણ હતી.
કરતા અનેક પ્રકાર ચિંતા, માટ તે ગુરૂને મળ્યા.
"મુનિવર હજીય અપુત્ર હું છું, પાપ કયા ભવનાં નડયાં ?"

વળતી વસિષ્ઠ ગુરૂ કહે, "મા દુઃખ ધર રે ભૂપ તું,
બોલાવી ઋષ્યશૃંગને, કર પુત્રકામેષ્ટિ જ તું."
મુનિઓ, ગુરૂ, ઋષિ આદિને તેડાવીને મખ આદરે
પ્રત્યક્ષ અગ્નિ દેવ થઇને પ્રસાદી દૂધની ધરે.

"ખવરાવજે હે રાય ! ત્હારી રાણીઓને પ્રીતથી,
કો દિવ્ય પુત્રો પામશે તું, માનજે સાચું નકી."
આભાર સાથે તે લઇ, આજ્ઞા ઋષિની શિર ધરી,
બે ભાગ કરીને વ્હેંચીયો કૈકેયી કૌશલ્યા મહીં.

નિજ ભાગમાંથી આપીયો, દ્વય રાણીએ અર્ધો વળી
રાણી સુમિત્રાને; પછી સર્વે જમ્યાં પ્રીતિ થકી.
સહુને રહે છે ગર્ભ, ને દસ માસ તો પુરા થતાં
દિન ચૈત્ર શુદ્ધિ નવમીના શુભ યોગ ને નક્ષત્રમાં

પરબ્રહ્મ કૌશલ્યા થકી જન્મ્યા અલૌકિક રૂપથી.
આશ્ચર્ય પામી માત તવ કર જોડી વદતાં પ્રીતથી.
" કરી મ્હેર મ્હારી ઉપરે પ્રકટયા પ્રભુ મુજ ઉદરે,
બદલી તમે આ રૂપ, કોમલ બાલરૂપ ધરો હુવે."

તવ વિષ્ણુ કે'છે, " માત ! મા આશ્ચર્ય પામો એવડું.
તપથી જ પૂર્વે વિષ્ણુ પાસે પુત્ર માગ્યો તેજ હું.
દશમુખને હણુવા, ધરિત્રી ભાર હરવા માટ હું,
ધરૂં જન્મ." કહીને એટલું લઘુ રૂપ ત્યાં પ્રભુ એ ધર્યું.

કૈકેયીને પણ પુત્ર પ્રસવ્યો, બે સુમિત્રાને વળી,
દશરથ અતીશે હર્ષ પામ્યા વાત આ સર્વે સુણી.
કરી જાતકર્મ અનેક દીધાં દાન બ્રાહ્મણને તદા,
રઘુરાય, લક્ષ્મણ, ને ભરત, શત્રુઘ્ન નામો પાડીયાં.

ઉપવીત ગુરૂએ અર્પીયાં, કુલધર્મ શીખ્યા પ્રીતથી,
વળી ક્ષાત્રવિદ્યા ઉત્તમોત્તમ રીતથી પ્રીતે ગ્રહી.
ધર્મ અર્થ ને કામ મોક્ષ સ્વરૂપ શા પૃથ્વી પરે,
રમતા હુતા એ બંધુઓ ગમતા જ માતપિતા મને.



# યજ્ઞસંરક્ષણ.

## ચોપાઇ.

કૌશિક આવ્યા દશરથ પાસ,
 ધરીને મનમાં અતિ ઉલ્લાસ.
આપી રાજા આદરમાન,
 આવ્યાનું પુછેછ નિદાન.

કહે મુનિ "સાંભળ ભૂપતિ,
 રાક્ષસ દમતા વનમાં અતિ.
નિજ ઇચ્છાનાં રૂપ જ ધરે,
 યજ્ઞ મહીં અડચણ બહુ કરે.

રામ અને લક્ષ્મણ તે માટ
 ઘટે મોકલવા મુજ સંગાથ.
રક્ષણ કરશે મુનિઓ તણું,
 દાખવશે ત્યાં ક્ષત્રિપણું."

સુણી વાત નૃપ કરે વિચાર,
 "હજુ સુકોમળ બેઉ કુમાર.
કેમ કરી એ કરશે યુદ્ધ!
 કેમ ટકે રાક્ષસ સન્મુખ!"

તદા વસિષ્ઠે દીધી શિખ,
"નૃપ! ચિંતા કરવી ના ઠીક.
નહીં રામ એ ન્હાના બાળ
એ છે વિષ્ણુ તણા અવતાર.

તમેજ કશ્યપ પૂર્વે હતા
અદિતિ તો કૌશલ્યા હતાં.
તપથી વિષ્ણુ સરીખા સુત
માગ્યા'તા તે રામ ખસુસ."

સુણી ગુરૂની એવી વાત,
મુનિને સોંપે પુત્રો તાત.
તહીંથી પછી તે થયા વદાય
સાથે રામ ને લક્ષ્મણ જાય.

મુનિએ લાવીને બહુ સ્નેહ,
દીધી રામને વિદ્યા બેય.
નામે "બલા" અને "અતિબલા"
ટાળે ભૂખ અને જે તૃષા.

ગંગા કેરા સામે તીર,
આવ્યું તાટકા વન ગંભીર.

મુનિ કહે રઘુપતિને સુણો,
" ક્રુર રાક્ષસીને આ હણો."
એક બાણ જવ માર્યું હૃદે,
પડી રાક્ષસી તે ભૂ પરે
છુટી શાપ ને થઇ સદ્ગતિ
દિવ્ય દેહથી સ્વર્ગે જતી.

### મંદાક્રાંતા.

આવી પ્હોચ્યા નિજ સદનમાં મુનિ કુમાર સાથે;
હર્ખ્યા સર્વે મુનિજન બહુ નિર્ખી બે ભાઇને તે.
લીધી દીક્ષા કંઇ ઢીલ વિના યજ્ઞની તે પછીથી,
મધ્યાન્હે ત્યાં પ્રબળ અસુરો આવીયા ચૂપકીથી.

રામે મારી શર, ઉદધિમાં દૂર મારીચ ફેંક્યો,
બીજે બાણે રૂધિર વમતો તે સુબાહુ ય માર્યો.
સંહાર્યા છે અનુચર બધા લક્ષ્મણે ક્રોધ લાવી,
પૂર્ણાહુતિ કરી મખ તણી સર્વ વિઘ્નો વટાવી.



## અહલ્યા ઉદ્ધાર.

### મંદાક્રાંતા.

ત્યાંથી સર્વે જનક નગરે યજ્ઞ જોવા સિધાવ્યા.
રસ્તામાં ગૌતમ ઋષિ તણા શુન્ય આવાસ આવ્યા.
મોટી શીલા તહીં નિરખીને મુનિને રામ પૂછે
"શા માટે આ સ્થળ વિજન છે? આ શીલા શી પડી છે?"
મુનિ કે' "ગૌતમ તણી હતી સ્ત્રી અહલ્યા કરીને,
તેને પુરંદર, ઋષિ રૂપે કૂડથી ભોગવીને,
જાતાં રસ્તે ઋષિજી મળીયા, પૂછતાં વાત જાણી,
કીધાં તેને ભગ શરીરમાં તેમણે શાપ આપી.
ભૂલેથી એ પતિત થયલી પત્નીને શાપ દીધો,
"દુષ્ટે! શીલા થઇ પડી રહે આશ્રમે આંહી તું તો.
પ્રાણી કો ના અહીં નિવસશે, એકલી તું જ રે'જે,
સ્ત્રી રૂપે તું મળીશ ફરીથી, રામના પાય સ્પર્શે."

### અનુષ્ટુપ્.

રામને મુનિજી કે'છે, પાયથી તેહ સ્પર્શવા,
સ્પર્શથી ઋષિપત્ની તે, શાપ મુક્ત થઈ જતાં.
કરીને રામની સ્તુતિ, સ્વર્ગલોક ભણી ગયાં
પ્રાયશ્ચિત્ત કરી પુરૂં, સતી શુદ્ધ સતી રહ્યાં.

# સીતાસ્વયંવર.

## હરિગીત.

ગંગા ઉતરવા માટ નાવિકને કહે છે જ્યાહારે,
કહે રામને પ્રક્ષાલવા નિજ પાય તો તે ત્યાહારે.
"કંઇ ચુણ માનુષીકરણ છે પાય રામ તણા મહીં
તે માટ ધોઇ ચર્ણ પ્હેલા નાવમાં લાવું પછી."

તે રીત કરીને ઉતર્યા ગંગા, પછી મિથિલા ગયા,
સત્કાર વિશ્વામિત્રનો જનકે કર્યો પરિપૂર્ણ ત્યાં.
મુનિએ કહ્યુ, "આ રામને જોવું છ કાર્મુક શિવનું."
જનકે મગાવ્યું તેથી તે વેળાજ શંકરનું ધનુ.

લોઢા તણા રથ ઉપરે મુકી વિશાળું તે ધનુ,
બળવાન જન બહુ એકઠા મળી જોર કરીને એ ઘણું,
ખેંચી ગયા નૃપ પાસ તે વળતી કહે તે ભૂપતિ,
"આ ધનુષ નિરખી સુર અસુરની કાય પણ કંપી જતી.

તદપિ લીધી મેં ટેક કે, આ ધનુષ જેહ ચડાવશે,
મમ પુત્રી સીતા સ્નેહથી વરમાળ તેને અર્પશે."
રામે સહુના દેખતાં ઉંચું કર્યું કોદંડને,
પછી પણછ તેની ખેંચતાં તુટી ગયુંજ પ્રચંડ તે.

જોઇ રહ્યા સહુ ભૂપ, ને થઈ પુષ્પવૃષ્ટિ સ્વર્ગથી,
સીતા હસીને સ્નેહુથી વરમાળ આરોપી ગઇ.
પછી તુર્ત દશરથ રાયને ત્યાં સ્નેહુથી તેડાવીયા
લઈ જાન કરવા લગ્ન રામ તણાં સહુ તે આવીયા

બહુ ધામધુમ સહીત થાયે લગ્ન સીતારામનાં,
બ્હેવાઇ બે આનંદમાં બહુ મગ્ન થઇને મ્હાલતા,
વળી ઉર્મિલા, શ્રુતકીર્તિ, માંડવી ત્રણુને પરણાવતા,
લક્ષ્મણ ભરત, શત્રુધ્ન જોડે, જનક લાવી પ્રીત ત્યાં.

જનકે પછી બધી વાત સીતા જન્મની સહુને કહી,
કે "ખેડતાં ભૂ યજ્ઞ માટે પૃથ્વીમાંથી નિસરી,
મેં પાળી પોષી પુત્રી ભાવે પ્રીતથી મોટી કરી,
તે અર્પી આજે રામને કૃતકૃત્ય હું થઉછું ખરે."

### અનુષ્ટુપ.

મ્હેમાનો સર્વ વંદીને, પ્રીતે મ્હેરામણી કરી,
જાન એ ચાર ભાઇની, વળાવી જનકે પછી.



# પરશુરામ ગર્વખંડન.

## ઉપેન્દ્રવજ્રા.

જતા અયોધ્યા બહુ વાય વાયુ,
અને વળી ઘોર તિમિર છાયું.

મળે છ સામા ઋષિ જામદગ્ન્ય.
નિહાળી સર્વે થયું શોકમગ્ન.

સમીપ આવી રઘુરાયને કે':—
"તને શુરો ને બળીયો સુણ્યો મ્હે.

જુનું ધનુ શંકરનું ચડાવ્યું,
અણું ન તે શૌર્યનું કાર્ય તો હું.

કદીજ સાચો શુર ક્ષત્રિ જો તું,
ચડાવ આ કાર્મુક વિષ્ણુ કેરૂં.

નહી ચડે તે તુજથી કદિ જો,
હણીશ આંહી તમ સર્વને તો."

સુણી ઋષિની બહુ ઉગ્ર વાણી,
ચઢાવ્યું રામે ધનુ ગુણ તાણી,

પુછ્યું ઋષિને કહીં બાણ ફેંકુ ?
કદી નહીં ચાપ હું વ્યર્થ ખેંચુ."

### અનુષ્ટુપ્.

રામની વાત એ સુણી, ભાર્ગવ વિનવે તહીં,
"કરો એ શરથી બંધ સ્વર્ગવાટજ માહરી.
વિષ્ણુજન્મ થયો જાણી, આજથી શસ્ત્ર ત્યાગીને,
મહેન્દ્રાચલ જૈને હું, સદાએ સ્મરૂં આપને."
ગર્વ ના કોઇનો રૈ'તો, કાળની કુટિલા ગતિ !
જામદગ્ન્ય સરીખાનો, ગર્વ આમ ગયો ગળી.

### માલિની.

પછી દશરથ રાજા સર્વ સંગાથ સાથે,
નિજ પુર જઇ પ્હોંચ્યા સર્વથા સુખી રીતે.
વિવિધ ભુવન આપ્યાં ચાર કુમારને ત્યાં,
નવવધૂ સહ રે'વા ઈંદ્ર આવાસ જેવાં.

### અનુષ્ટુપ્.

શત્રુઘ્નને લઈ જાયે, ભરત મામાને ગૃહે,
રામ સૌમિત્ર પુરીમાં, આનંદે સુખથી રહે.



# ૨ अयोध्याकाण्ड.



## રાજ્યાભિષેકમાં વિઘ્ન.

### ઝુલણાછંદ.

એકદા ઉઠી સહ્‌વારના પ્હોરમાં રાય દશરથ તણે દીલ આવ્યું,
વૃદ્ધ હું તો થયો છું હવે, તેથી આ રામને રાજનું તંત્ર સોપું.
સંમતિ માટ ગુરૂને ય તેડાવીયા, વાત કીધી બધી દીલ કેરી;
“હા ભલેથી” ગુરૂએ કહ્યું તે સુણી રાયને હોંશ આવી અનેરી.
મંત્રી બોલાવીયા વાત સમજાવવા, આપીયા હુકમો કાર્ય કરવા,
સર્વ સાહિત્ય તૈયાર કરવા કહ્યું કાલ પ્રભાતમાં મુહૂર્ત કરવા.
રાજગુરૂ પછી રામને ત્યાં ગયા વાત કીધી અભિષેક કેરી,
જાનકી તેમ સૌમિત્રના દિલમાં વાત રૂચી ગુરૂની ઘણેરી.
રામ લક્ષ્મણ તણાં માત એ સાંભળી, ખુશ થઇને ઘણાં દાન દેછે.
દેવતા સર્વ કિંતુ સુણી આ બધું મૂળથી બાજીને ફેરવે છે.

પાઠવે વાણી તે વૈખરી ભૂ પરે, રંગ માંહી વળી ભંગ કરવા,
મંથરા દાસીથી કૈકેયી રાણીની બુદ્ધિની ભ્રષ્ટતા છેક કરવા.
મંથરાએ સુણી વાત કે ક્રોધથી કૈકેયી પાસ તે તુર્ત પ્હોંચી,
ખૂબ ભંભેરીને ભૂત તેને કરી, "કેમ તું આમ નિશ્ચંત સુતી ?
બેસશે રામ ગાદી પરે કાલથી, પુત્ર ત્હારો થશે દાસ તેનો,
રામની માત તો રાજમાતા થશે, તાહ્યરો તો પછી તોલ શેનો ?
માગી લે રાતમાં રાયની પાસ તું, ભરતને રાજ કાલેજ આપે,
રામ વનવાસમાં ચૌદ વર્ષો રહે, વેણુથી બાંધી લે સ્ત્રીચરિત્રે.
બાકી છે તાહ્યરાં વચન બે પૂર્વનાં, આજ એ માગ તું રાય પાસે
સાંજરે ક્રોધથી મલિન વસ્ત્રાધરી એક ખૂણે જઇ સુઇ રે'જે."

અનુષ્ટુપ્.

બુદ્ધિભ્રષ્ટ થઈ રાણી, વાત સર્વે દીલે ઠશી,
દુષ્ટના સંગથી તેના, દીલમાં દુષ્ટતા વસી.



## કૈકેયીની કુટિલ બુદ્ધિ.

શાર્દુલવિક્રીડિત.

રાત્રે કૈકયીમંદીરે જવ ગયા રાજા અતિ પ્રીતથી,
દીઠું શુન્ય બધે તહીં અવનવું, કૈકેયી દીઠી નહીં.
"ક્રોધાગાર મહીં રખે ગઇ હશે," એવું કહી ત્યાં ગયા.
દેખી ત્યાં, નૃપ પુછતા, "કયમ અહીં ગુસ્સે થઇને સુતાં ?"

કૈકેયી તત્ર ક્રોધથી વદી ઉઠી " છે વાંક એ આપનો,
આપ્યાં છે મુજને તમે વચન બે તેનો ન પત્તો કશો !
આજે એની મને જરૂર પડી છે, આપો મને આ ઘડી."
રાજા કે', " સુખથી કહો મુખ થકી દીલે ચહો જે અતિ."
" માગું છું વર એકથી ભરતને કાલેજ ગાદી મળે,
બીજેથી વળી રામ ચોદ વરસો પ્રીતે અરણ્યે વસે."
સુણી વજ્ર સમાન વેણ ઢળીયા ત્યાં રાય પૃથ્વી પરે.
"આ શું માગ્યું ? અરે વિચાર મનથી ! બીજું કંઇ માગી લે ! "
કૈકેયી તવ ત્રાડ નાખી વદતી " હા, એજ માગું અમો.
આપો કે મુખથી પછી ફરી જઈ ચોખ્ખી તમે ના કહો."
રાજાનું ગયું ભાન, સાન સઘળી, નિશ્ચેષ્ટ જેવા થયા.
એવે તો રજની બધી વહી ગઇ; ભાનુ ય ઉગી ગયા.
ઉઠયાં છે પુરલોક હર્ષ ભરીયાં વ્હેલાં પ્રભાતે સહુ,
જોવાને અભિષેક રામજી તણો ઉલ્લાસ લાવી બહુ.
" ના ઉઠયા કયમ ભુપતિ, " મન ધરી સુમંત્ર ત્યાં આવીયા.
રાયે રામજી લાવવા તવ કહ્યું; બોલાવવા તે ગયા.
આવ્યા રામ તહીં, દીઠા નૃપતિને, કૈકેયી કે'છે તદા,
" તું છે કારણ રાયના રૂદનનું, માટે કહું સર્વથા.
આપ્યાં છે વરદાન બેય મુજને રાજાજીએ મુખથી
ત્હારે પુત્ર થઇ ઘટે છ કરવું આજ્ઞા પ્રમાણે નક્કી.

ગાદી ઉપર બેસશે ભરત આ તૈયારી ત્હારી થકી,
ને ત્હારે વસવું જ ચૌદ વરસો આજે અરણ્યે જઇ."
"નિશ્ચે આજ જઇશ હું, ભરતને ગાદી ભલેને મળે."
સુણી નિસ્પૃહી રામનું વચન એ રાજા ઘણું એ રડે.

### અનુષ્ટુપ્.

આશ્વાસન દીધું રામે, કિંતુ રાય ન સાંભળે.
સીતાને સર્વ એ કે'વા, અંતઃપુર ભણી વળે.



## પતિભક્તિ.

### ઉપેન્દ્રવજ્રા.

વૃત્તાંત સર્વે જનકાત્મજાને,
જણાવી રામે પછીથી કહ્યું કેઃ—
"જઇશ હું ઘોર અરણ્ય આજે,
રહો તમે આંહીં વડીલ પાસે."

સુણી રઘુનંદન કેરી વાણી,
સીતાજી કે'છે ભરી નેત્ર પાણી,
"નહીં નહીં નાથ ! ઘટે જુદાઇ,
હું તો રહું આપની છાંય માંહી.

અરણ્ય કે વૈભવ રાજ્ય કેરા,
સમાન માનું પતિ જ્યાં વસે ત્યાં.
પતિ સુખે સુખી, દુઃખે દુઃખી જે
કુલસ્ત્રી તેઃ શાસ્ત્ર તમામ કે'છે.

રહીશું સંગે રઘુનાથ બન્ને;
સુખે ફરીશું વનમાં ઉમંગે.
પુરો કરીશું વનવાસ સ્હેજે,
દુઃખો બધાં એ સુખરૂપ થાશે."

રઘુપતિએ વનવાસ કેરાં,
ગણી બતાવ્યાં દુઃખડાં ઘણેરાં.
તથાપિ માન્યું નહીં કાંઇ જ્યારે,
લીધાં સતીને નિજ સાથ ત્યારે.

ખરી સતી મૈથિલી કેરી સેવા,
ત્યજી સહુ વૈભવ રાજ્ય કેરા,
અરણ્ય ચાલી પતિ સાથ એવી,
ન થાય, થૈ, કો ન થશે કદાપિ.



## મા અને ભાઇનો સ્નેહ

### ઉપેન્દ્રવજ્રા.

લઇ સીતા માત કને જઇને,
પ્રીતેથી સાષ્ટાંગ વળી કરીને,
રજા વિષે રામ જરા પુછે જ્યાં,
ઢળી પડે માત ભુમિ પરે ત્યાં.
"નહી નહીં રામ બને કદી એ,
ક્ષણે ન જીવું તુજ વીણ હું એ.
ભલે નૃપે રાજ દીધું જ એને,
વને જવું ના તુજને ઘટે છે."
પછી કહે રામ, "કરો ન શોક,
થવાનું માતા! નહીં થાય ફોક.
જતાં રહેશે વરસો સહેજે,
વને જતાં એ કંઇ લાભ હોશે.
રજા દીયો માત મ્હુંને ખુશીથી,
મને વને કાંઇ નથી જ ભીતિ."
તદા દઇ આશિષ મા વળાવે,
પછી કહે લક્ષ્મણ રામને કે:—
"કૃપા કરી લ્યો મુજનેય સાથે,
જીવી શકું હું અહીં ના વિયોગે."

સુણી લઘુ બાંધવ કેરી વાણી,
રઘુપતિએ પ્રીતથી પ્રમાણી.
કરી પ્રણામો સહુ માતને એ
પવિત્ર શસ્ત્રાસ્ત્ર વળી સજીને
સહીત સૌમિત્ર ત્રણે પછી તે,
જતા જહીં દીન સુતા છ રાય.



## વનગમન.

### ચોપાઈ.

રામ સીતા ને લક્ષ્મણ જાય,
પ્રજા જોઇને વિસ્મય થાય.
" અણચિંતું આ તે શું થયું ?
રાજાને પણ શું થઈ ગયું ?

રાજકુમારો ને આ સતી !
એઓની વનમાં શી ગતિ ?
ખરે ! વીધિના લખીયા લેખ,
થાય નહી એમાં મીન મેખ ! "

જઇ ઉભાં કૈકેયી પાસ,
વન ચીર તેણે દીધાં ખાસ.

રામ અને લક્ષ્મણ તે ધરે,
  સીતા અજાણી તે શું કરે?
રામે લઇ લીધું તે ચીર,
  વીંટાળ્યું તે નીજ શરીર.
પછી તાતને પાયે પડી,
  ત્રણે બેઠાં રથમાં ચડી.
સુમંત્રે હાંકયો જોરથી,
  સર્વ રડે પાછળથી અતિ
કૌશલ્યા ભુવને જઇ રાય,
  રડે રડે ને મૂર્છિત થાય.
રામ પહોંચ્યા તમસા તીર,
  પાછળ લોક ગયાંજ અધીર.
રાત્રે સૌ ત્યાં સુતાં મુકી,
  રામ ગયા જ્યાં ગંગા નદી.
ગુહ રાજા ફુલ લાવ્યા ત્યાંહીં,
  પણ રામે આરોગ્યાં નાંહીં.
વડના દુધથી બાંધી જટા,
  જલ પીને પૃથ્વી પર સુતા.
ઉતરી ગંગા પ્રાતઃકાળ,
  ગુહ રાજાને કર્યા વદાય,

ભરદ્વાજના આશ્રમ ગયા,
એક રાત ત્રણે ત્યાં રહ્યાં.
પછી ઉતરી યમુનાનાં નીર,
ચિત્રકૂટ જઇ પ્હોંચ્યા ધીર,

વાલ્મીકિના આશ્રમ જઇ,
ઋષિને ચરણે નમીયાં તહીં.
ભાવ થકી તે આદિ કવિ,
રામ નામનો મહિમા અતિ,

સંત સમાગમ કેરૂં પુન્ય,
નિજ ચરિતથી કે'તા તહીં.
"જન્મ થકી હું બ્રાહ્મણ હતો,
કિરાત સંગે ચોરજ થતો.

પામી બોધ સપ્તર્ષિ તણો,
આપ પ્રતાપે ઋષિ હું બન્યો."

અનુષ્ટુપ્.

કરીને સ્તુતિ એવી એ, નિજ આશ્રમની કને,
પર્ણશાળા કરે રૂડી, રામ જ્યાં વસતા સુખે.



## શ્રવણકથા.

### અનુષ્ટુપ્.

રામને મુકીને પાછા, આવ્યા સુમંત્ર શે'રમાં,
અથ ઇતિ સુણી સર્વે, શોકમગ્ન સહુ થયાં.
સ્મરીને બ્રહ્મહત્યાને, શાપ બ્રાહ્મણ અંધનો,
વદે છે દુઃખથી રાજા, "કાલ આ મમ અંતનો.
જાણીને કે અજાણે એ, કરેલાં કર્મનું ફળ,
ભોગવવું પડે નક્કી, ના થાયે કોદિ નિષ્ફળ.

### શિખરિણી.

શિકારે શોખીલો તરૂણ વયમાં હું બહુ હતો,
મળ્યું કો ના પ્રાણી વન વન ફર્યો એક દિન તો.
ગયો સંધ્યાકાળે સરયૂ તટ એવું મન ચહી,
'બહુએ આવે છે તૃષિત પશુ પીવા જલ તહીં.'
છુપાઇને ઉભો શર સહીત ધારી ધનુષને,
ગઇ રાત્રિ જાજી તિમિર પણ છાયું સહુ દિશે.
સુણ્યું મેં ત્યાં તેવે ખડખડ થતું કૈંક નદિમાં,
તદા શબ્દે તાકી ઝટ શર મુક્યું તેજ દિશમાં.
અહાહા! તેવે ત્યાં કરૂણ ચીસ સુણી મનુષની,
ઘવાયેલો દીઠો દ્વિજ તનય જોતાં જઇ તહીં.
"જઇ પાણી પાજો જનક જનની જે તૃષિત છે."
તુટે શબ્દે એવી વિનતિ કરી તે શાંત જ બને.

જહીં માતા પિતા દગવિહિન બેઠાં મૃત તણાં,
અચો હત્યા સાથે લઇ ઘટ હું તો મૂઢ બની ત્યાં.
સુણીને તે મ્હારો પગરવ પુછે છે 'શ્રવણ કાં-
ઉભો છાનોમાનો કંઇ ન વદતો તાત કયમ હાં ?'

સુણી સ્નેહી શબ્દો હૃદય દ્રવતું આ જડ સમું,
કહ્યું મેં તેઓને "શ્રવણ નથી, હું પાપી નૃપ છું.
અજાણે મેં માર્યો તમ તનય વાલો નદી તટે.
ગુન્હો એ છે મ્હારો, અનુગ્રહ કરો તે જયમ ઘટે!"

સુણીને તે મ્હારા અશનિ સમ શબ્દો ઢળી પડયાં,
શક્યાં ના તે ધારી વિણુ તનય પ્રાણો નિસરતા.
દુઃખી દીલે છેલ્લું કકળી વદતાં બેઉ જણ ત્યાં,
'જશે ત્હારા પ્રાણો તનય વિરહે આમ ઝુરતાં.'



## દશરથ અવસાન.

### અનુષ્ટુપ્.

શાપ તે ઉગ્ર આડો આ, આવે છે અંતને સમે"
વદીને નૃપ એવું ત્યાં, દુઃખથી રામને સ્મરે.

"રામ! રામ! અરે રામ!" કથતાં પ્રાણ નિસર્યા,
ત્યજીને સ્થુલ કાયાને, પુણ્યલોક ભણી ગયા.

પ્રભાતે વસિષ્ઠે આવી, કૈકેયી સુત તેડવા,
દૂતને મોકલ્યા વ્હેલા, તે તેડી ઝટ આવતા.
માતાના લોભને લીધે, પિતાનું મૃત્યુ સાંભળી,
ધિક્કારી માતને તેણે, અંત્યેષ્ટિ તાતની કરી.

વસંતતિલકા.

સ્ત્રીજીત, તેમ મૃગયા મહીં લુબ્ધ રાજા,
શાપ પ્રતાપ થકી છેવટ મૃત્યુ પામ્યા.
ત્હોયે તજ્યું વચન ના મુખથી કહ્યું જે,
છે ધન્ય જીવ્યું નૃપનું રઘુનાથ પ્રેમે.



## ભરતનો સ્વાર્થ ત્યાગ.

વસંતતિલકા.

ગુરૂ દીયે ભરતને પછી રાજ જ્યારે,
"હું તો છું કિંકર રઘુપતિનો" કહે તે.
"કાલેજ આપણુ બધાં જઇ રાયને તે
બોલાવી લાવી અહીં અર્પીશું રાજ સર્વે."
બીજે દિને રઘુપતિ ભણી સર્વ ચાલ્યા,
ગંગા નજીક સહુને ગુહરાજ ભેટયા.
તેની સહાય થકી ભાગીરથી તરીને,
પ્હોંચ્યાજ આશ્રમ મહીં ભરદ્વાજ કેરે.

ત્યાં સર્વ ભોજન કર્યાં ઋષિ આશ્રમે તે.
ચાલી જ ચિત્રકૂટ રામ કને ગયાં એ.
દેખી દુરેથી રઘુનંદન પર્ણકૂટી,
સર્વે વિસારી ભરતે તહીં દોટ મુકી.

તે જૈ નમ્યા ચરણમાં રઘુનાથ કેરા,
માફી અનેક રીતથી વળી માગતા'તા.
"ના દોષ આર્યે મમ આ ઘટના મહીં છે.
માતા તણી કુટિલ બુદ્ધિ થકી થયું છે."

અનુષ્ટુપ્.

"જાણુછું ભ્રાત હું સર્વે, દોષ આ કોઇનો નથી,
મીથ્યા ના થાયછે ભાવિ, સર્વ શાસ્ત્ર કહે કથી."

ભ્રાતને શાંત રાખીને માતાને રામ ત્યાં મળે,
ભવિષ્ય તાતનું જાણી, ગંગામાં સ્નાન તે કરે.

ભરતે હઠ ત્યાં લીધી, રામને રાજ અર્પવા,
વસિષ્ઠે સમજાવ્યાથી, ગ્રહી છેવટ પાદુકા,
કહ્યું કે "નંદી ગ્રામે જૈ, આપનું ધ્યાન હું ધરૂં,
આપની પાદુકા પૂજું, રાજ્ય સુખ નહી ચહું."
ભ્રાતના સ્નેહની સાથે, સ્વાર્થત્યાગ જ એ ખરાં,
ભરતે રાજ ત્યાગીને, જટા વલ્કલને ધર્યાં.



# ૩ अरण्यक ण्ड.

## ઋષિ આતિથ્ય.

### અનુષ્ટુપ.

વળાવી સર્વને પાછાં, રામ અત્રિ કને ગયા,
અનસુયા સીતાજીને, વસ્ત્ર બે દીવ્ય અર્પતાં.
વળી બે કુંડલો સાથે, અંગરાગ જ ઉત્તમ.
આશિષો સાથ ત્યાં આપ્યાં, રીઝયા રાય રઘુત્તમ.

### સવૈયા.

અત્રિ તણા આશ્રમથી ચાલી ગયા દંડકાવન મોજાર,
સિંહ વાઘ પશુ પંખી ને જ્યાં રાક્ષસ વસતા અપરંપાર.
આગળ રામ, સીતા વચમાં છે, પાછળ લક્ષ્મણ ચાલ્યા જાય.
સજ્જ થઇ ધનુ બાણુ ધરી કર ચારે બાજુ જોતા જાય.

પુષ્કરિણીનું જળ પી બેઠા, વિરાધ રાક્ષસ દીઠો ત્યાંહ્ય,
વદન કરાલ વિકાશી આવ્યો ભક્ષણ કરવા ત્રણનું જ્યાંહ્ય,
રામે તેના કરને છેદ્યા, પગ કાપ્યા તદપિજ અસુર,
સર્પની પેઠે પેટે ચાલ્યો ત્યારે શીર્ષ ઉરાડ્યું દૂર.

મરણ પામી વિદ્યાધર બનીયો, સ્તુતિ રામની કીધી ઘણી.
"પ્રભુ! મોક્ષ હું પામ્યો તમથી, પ્રણમું તમને ફરી ફરી."
ગયો સ્વર્ગમાં ત્યાર પછી તે રામ ગયા આગળ વન માંહ્ય,
તે ત્રણે શરભંગ ઋષિને આશ્રમે આવી પ્હોંચ્યાં ત્યાંહ્ય.

અર્પી દઇ નિજ પુણ્ય રામને તે ઋષિએ ત્યાં ચિતા કરી,
રામ તણું ચિત્ત ધ્યાન ધરતાં બાળી દેહને ખાખ કરી.
સ્વર્ગે સિધાવ્યા ઋષિજી ત્યારે રામ ગયા તે વન મોઝાર,
સુતીક્ષ્ણ કેરા આશ્રમ આવ્યા, પ્રણમ્યા તેણે પારાવાર.
ત્યાંથી ચાલી અગસ્ત્ય કેરા આશ્રમ પ્હોંચ્યાં ત્રણે જણાં,
અતિ આનંદે ઋષિએ સન્માન્યા ભક્તિ ભાવેજ ઘણાં.
આસન ભોજન આપી પ્રીતે રામ તણા બહુ ગુણ ગાયા.
"મનુષ્ય રૂપ અવતાર ધર્યો પ્રભુ વૈદેહી તમ છે માયા."

મહેન્દ્રકેરૂં ચાપ અને બે અક્ષય ભાથા ખડ્ગ વળી,
ભેટ ધર્યાં પ્રીતે રાઘવને શુદ્ધ સ્નેહથી સ્તુતિ કરી.
રજા લેઇને આગળ ચાલ્યા, જટાયુ મળીયા માર્ગે મહીં.
ગૃધ્રરાજની સાથે રામે સ્નેહભાવથી મૈત્રિ કરી.

તેના આશ્રમની બાજુમાં પંચવટીમાં ગયા પ્રભુ,
ગૌતમી તીરે આશ્રમ બાંધી આનંદે ત્યાં રહ્યાં સહુ.
ગોદાવરીમાં સ્નાન કરે ને લક્ષ્મણ ફળફુલ લાવે નિત્ય.
અમૃત સમ તે આરોગીને જ્ઞાન ગોષ્ઠી કરતાં નિશ્ચિંત.



## પંચવટી.

### હરિગીત.

પંચવટીમાં ત્રણ એ સુખથી રહેતાં સાથમાં,
દિન એક લક્ષમણ તેમ સીતાને કહે રઘુનાથ ત્યાં.
"વનની તમે શોભા જુઓ જવ સૂર્ય ઉગે પૂર્વમાં,
રાતી રૂપાળી કૂંપળો પર કિર્ણ ચળકે હમેશાં.

ભૂમિ હરીયાળી પરે વરસેલ ઝાકળ બીંદુડાં,
આ સૂર્ય તેજે દીપતાં ચળકાટથી મોતી સમાં.
ફળફૂલ પૂર્ણ અનેક વૃક્ષો શાંત યોગી શાં ઉભાં.
કલરવ કરે બહુ પાક્ષઓ પણ ધ્યાન ના એ ચૂકતાં.

વનગજ અને કપિયૂથ ચીસો પાડતાં વનમાં ફરે,
મયૂરો ટહૂકે, માખીયો મધ માટ ગુંજારવ કરે.
આકાશમાં વળી દૂર જયાં જયાં ધૂમ્ર ગોટા નીસરે,
ત્યાં ત્યાં મુનિનાં વૃંદ મળીને યજ્ઞ યાગાદિ કરે.

શાંતિ પ્રેમ પવિત્રતા માધૂર્ય વસતાં તે સ્થળે,
ત્યજી વૈર સ્વાભાવિક ત્યાં હિંસક પશુ છૂટે ફરે.
સમિધ ને ફળફૂલ માત્ર ભરેલ તે આશ્રમ થકી,
જગપાવની તે બ્રહ્મ કેરા જ્ઞાનની નીસરે નદી.

લજવાતી મુગ્ધા સમ જતી આ નદીના તટ પર ફરે,
બહુ યુગલ સારસનાં અને વળી ચક્રવાક તણાં સુખે.
અહુ ! ગૌતમી ગોદાવરીને દેખતાં ઝટ આવતું,
મમ સ્મરણ પથમાં નીર તે સરયૂ તણું દિલ ભાવતું.

અનુષ્ટુપ્.

આવે છે યાદ તે સાથે, અયોધ્યા નગરી બધી;
માતાઓ બંધુ, ને સર્વે પ્રજા પ્રેમ ભરી વળી.

યાદ એ જન્મભૂમિની, આવતાં નેત્રથી ખરે,
અશ્રુના બીંદુની ધારા, રામ તેમજ સર્વને.

એમ રાજર્ષિ કેરાં એ, સંતાનો વનમાં ફરે;
શોકની સાથ આનંદે, દોહ્યલા દિન નિર્ગમે.



## શૂર્પણખાને શિક્ષા.

### મોતીદામ.

તહીં જનસ્થાન મહીં વસતી,
  હતી રાક્ષસી શૂર્પણખા કરી એક.
નિહાળી રૂડું રૂપ રામ તણું,
  અબળા થઇ કામથી વિહ્વળ છેક.

મનોહર રૂપ ધરી પ્રભુને વિનવ્યા
  તવ રામ કહે "મુજ સાથ–
વસેછ સીતા. પણ લક્ષ્મણ પાસ
  જઇ રીઝવી તું રહે ભલી ભાત."

કહે તવ લક્ષ્મણ સુંદરીને,
  "કયમ દાસી બને મુજને પરણીજ?
અધીશ્વર એહુ વિભુ વરીને
  પટરાણી રહે થઇ તેમની તુંજ."

### તોટક.

નિજની થતી મશ્કરીને પરખી,
  બહુ કામિની ક્રોધ કરી વદતી.
"અથડાવી મ્હને કરી ટોળ બહુ,
  કરૂં ભક્ષણ સર્વ તણું સુખથી."

અનુજે તવ ખડ્ગ ધરી કરમાં,
ઝટ છેદીયું નાક જ કર્ણ વળી.
કરી ઘોર ધ્વનિ ગઈ રાક્ષસી તે
ખર ભાઈ કને; જઈ વાત કહી.

સુણતાંજ કથા અપમાન તણી,
બહુ ક્રોધ કરી ગરજ્યો ખર તે.
ત્રિશિરા ત્યમ દૂષણ ને વળી,
ચૌદ હજાર અસુર ગયો લઇને.

દઈ પાઠવી લક્ષ્મણ સાથ સીતા,
ગિરિ ગહ્વરમાં; પછી રામ તહીં
ધનુ હાથ ધરી સહુને ક્ષણમાંજ
હતા ન હતા કરતા શરથી,

પછી લક્ષ્મણ રામ સીતા મળીયાં,
ગઇ શૂર્પણખા દશમુખ કને;
જઇ વિનવીયો અસુરાધિપને
"બહુ દુઃખ પડયુંછ સહોદર એ!
જનસ્થાન મહીં દીઠી કામિની સુંદર,
રામ તણી તુજ યોગ્ય રૂડી,
તુજ માટજ મે કંઇ યત્ન કર્યો,
તવ કર્ણ જ નાક ગયાં મૂળથી.

ખર બંધુ અને સહુ સૈન્ય હણ્યું,
અપમાન થયું બહુ ત્હારૂં ગણું;
કર કોટી ઉપાય જ, લાવ સીતા,
પટરાણી કરી સુખ ભોગવ તું."

### માલની.

સૂણી દશમુખ સર્વ વાત બ્હેને કહી જે,
મન મહીં સમજ્યો કે "રામ તો ઈશ છે તે.
કદિ હરી લઇ સીતા, રામથી મૃત્યુ પામું,
તદપિ વસીશ સ્વર્ગે, ભોગવી સુખ સાચું.

### અનુષ્ટુપ્

અથવા રામને જીતી, ભોગવું રાક્ષસો તણું,
રાજ સ્વચ્છંદ હું આંહીઃ એક તો મળશે ખરૂં."

---

## સુવર્ણમૃગ અને સીતા.

### ઉપેન્દ્રવજ્રા.

પ્રભાતમાં મારીચ ઘેર વ્હેલો,
ઉઠી છુપો રાવણ જાય ઘેલો,
જઇ કહી વાત બધી બનેલી,
વળી કહ્યું "જાનકી ચોરી લેવી."

તદા કહે મારીચ ત્યાં વિચારી,
“ઉપાય આ છેજ વિનાશકારી.
દીઠો નથી હાથ રઘુપતિનો,
અહીં રહ્યા ગર્વ કરો ઘણેરો.

ન માનતા દાશરથી મનુષ્ય,
જગન્નિયંતા વળી એજ ઇશ.
ઉરાડી ફેંકયો મુજને અહીંયાં,
દિનેથી તે ઓળખું રામ પુરા.

મુકી કથા આ બધી રામ કેરી,
સુવો સુખેથી વિણચિંત ઘેરે.”
તદા કહે રાવણ “માનો મ્હારૂં
સહાય થા, વા અહીં ઠેર મારૂં.”

ગણી રૂડું મૃત્યુ પ્રભુજી હાથે,
અનુસર્યો મારીચ રાયને તે.
ગયો બની હેમ તણો કુરંગ
સીતા સમીપે ભરતો ફલંગ.

અનુષ્ટુપ્.

રામ એ ભેદને જાણી, સીતાને સૂચવેછ કે,
“અગ્નિમાં રૂપ છૂપાવી, છાયા રૂપ થકી રહો.

### મંદાક્રાંતા.

દેખી રૂડો મૃગ વિચરતો મોહ્યાં સીતા મનેથી,
કે'વા લાગી "રઘુપતિ તમે બાંધી લાવો અહીં તે.
પોષી પ્રીતે મમ કર વતી ખેલવું હોંશ એવી."
"જેવી ઇચ્છા" કહ્યું તવ ઉઠયા રામ કોદંડ લેઇ.

સોંપી સીતા નિજ અનુજને રક્ષવા રાક્ષસોથી.
પોતે ચાલ્યા મૃગ પકડવા જીવતો કોઇ રીતી.
જાણ્યું કે એ મૃગ રૂપ ધરી નક્કી મારીચ આવ્યો,
એકે બાણે રૂધીર વમતો ભોંય તેને પછાડયો.

"વ્હારે ધાજે, દુઃખ બહુ પડ્યું, વીર સૌમિત્ર વ્હેલો"
બોલી એવું અસુર છળથી, શ્વાસ ખેંચેછ છેલ્લો.
સુણી સીતા બુમ, ઝટ કહે "જાઓ દીયેર વ્હેલા.
ભાસે નિશ્ચે રઘુપતિ કંઇ સંકટે તો ફસેલા."

જાણી બાજી કપટ તણી તે લક્ષ્મણે સૂચવ્યું કે,
"રે સીતાજી ભૂલ કયમ કરો ? ભેદ આ રાક્ષસી છે."
તોએ સીતા સ્ત્રીહઠ કરીને શબ્દનાં બાણ મારી,
પ્રેરે જાવા નિજ દીયરને સ્હાય દેવા પતીને.

### અનુષ્ટુપ્.

ન થવાનું બને જયારે, જ્ઞાની એ ભૂલ જો કરે,
અનિષ્ટ ભાવિ કેરૂં એ, ચિન્હ તો માનવું ખરે.



## સીતાહરણ.

### અનુષ્ટુપ્

પછીથી લાગ સાધીને, દાનવેંદ્ર પ્રપંચથી,
પર્ણકૂટી કને આવ્યો, રૂપ તાપસનું ધરી.

### ઉધોર.

દૃષ્ટિ ફેરવે ચોપાસ, ત્યાંતો વૃક્ષ કંપી જાય,
ઘેરાં ગૌતમીનાં નીર, તે યે થઇ જતાં ગંભીર.

મીઠા શબ્દથી તે પાપ, પુછે જાનકીને વાત.
"દેવી ! કોણ છે તમ જાત ? વસીયાં આમ કાં એકાંત ?"

વૈદેહી કહી વૃત્તાંત, પુછે દંડી કેરૂં નામ.
ત્યારે તે કહે "ઓ નાર ! બળીયો હું છું રાવણ રાય.

મારા જોરથી દિક્પાળ ડોલે સ્વર્ગને પાતાળ,
મુજને વાયુ ચમર વાય, દેવો માહ્યરા ગુણ ગાય.

લક્ષ્મી દાસી મારી થાય, મારે હેમની લંકાય.
એવો હું સરીખો કોઈ ત્રણે ભુવને ના હોય.

છોડી રામ માનવ જાત, ચાલો માહ્યરી સંગાથ.
થઇને પ્રેમ કેરૂં પાત્ર, સુખ ત્યાં ભોગવો ભલી ભાત."

સુણી વજ્ર જેવા શબ્દ, સીતા થાય છે નિસ્તબ્ધ.
હૈયે હોય ધારી હામ, કહે છે દુષ્ટને તે આમ.

"આવું બોલતા ઓ નીચ, શે ના તુટી પડતી જીભ?
તુજને દુષ્ટ છે ધિક્કાર! આવ્યો દીસે ત્હારો કાળ."

દેખીને થતું અપમાન, રાવણ ભૂલી સઘળું ભાન,
પુરી જાનકી રથ માંહ્ય, લંકા દિશ ચાલ્યો જાય.

ત્યારે જાનકી દે શાપ, "ત્હારા કૃત્યથી ઓ પાપ!
મ્હારા કંથ કેરે હાથ, ત્હારૂં જશે સત્યાનાશ!"

અનુષ્ટુપ્.

રામનું નામ લેતી ને રડતી મૈથિલી સાંભળી,
જટાયુ મદદે ધાયો, દુષ્ટ સાથ લઢયો વળી.
છેદાતાં પાંખ બે તેની, પડ્યો તે ભૂમિ ઉપરે.
પછીથી જાનકી લેઇ, રાક્ષસેન્દ્ર જ સંચરે.
માર્ગમાં વાનર પાંચ, દેખી પર્વતની પરે.
અલંકારો સીતા નાખે, રખે એ રામને મળે.
ઉલ્લંઘી ઉદધિ રંહજે, ગયો રાવણ ધામમાં.
રાક્ષસીઓ તણા પ્હેરે, સીતા રાખ્યાં અશોકમાં.



## રામનો પરિતાપ.

### અનુષ્ટુપ્.

આવતાં મૃગ મારીને, ભ્રાત માર્ગે મહીં મળ્યા.
પુછતાં સર્વ જાણીને, રામ ખિન્ન દિલે થયા.

મુકામે પ્હોંચતાં દેખી, સુની પર્ણકૂટી પડી.
હૈયાસુના બની રામ, સીતા વીણ પડયા રડી.

### નારાચ.

કરે વિલાપ રામ છેક મુકી સર્વ ધૈર્યને,
જુએ વને ખૂણે ખૂંચે, પુછેછ પંખી વૃક્ષને.
"દીઠી સીતા ? દીઠી સીતા ?" ન શબ્દ કોઇ બોલતું !
ફરંતાં એમ માર્ગમાં કંઇક દૃષ્ટિએ પડયું.

જઇ કને નિહાળતાં જટાયુ ઓળખ્યો તહીં,
તમામ વાત પંખીએ શ્રીરામ આગળે કરી.
સમીપ રામની પછી જટાયુ મૃત્યુ પામતો,
ધરી સુદિવ્ય દેહ તેહ વિષ્ણુ લોકમાં જતો.

તહીંથી આગળે જતાં દીઠો કબંધ દૈત્યને,
વિહીન પાય શીર જે પડેલ માર્ગની વચે.
કરી પ્રકોપ તેહનાજ બેઉ હસ્ત કાપીયા,
કબંધ પુછતો તદા "તમેય ક્યાંથી આવીયા ?"

સુણી વૃત્તાંત રામનો, કબંધ નિજનો કહી,
ચિતા મહીં બળી મરી, સુરમ્ય કાય તે ધરી;
સ્તુતિ કરી અનેક વિધ રામની, પછી કહ્યું:-
"લગીર દૂર શબ્રી કેરૂં પુણ્ય ધામ આવીયું.

તહીં જવાર્થી જાણશો વિશેષ કાંઇ હે પ્રભો!"
જણાવી એટલું કબંધ વિષ્ણુ લોકમાં ગયો.
તહીંથી રામ બાઇના સુઆશ્રમે પહોંચીયા,
જહીં અત્યંત શુદ્ધ ભક્તિભાવથી ખુશી થયા.

અનુષ્ટુપ્.

સૂચવે શબરી સ્નેહે, "ઋષ્યમૂક ગિરિપરે,
પાંચ વાનરની સાથે, કપિ સુગ્રીવ છે વસે.

સાધજો મૈત્રિ તે જોડે, સ્હાય તેહ તણી થકી,
કાર્યસિદ્ધિ થશે નક્કી" વદી તે સ્વર્ગમાં ગઇ.

જ્ઞાતિ એ શૂદ્ર સ્ત્રીજાતિ, તે યે ભક્તિ પ્રભાવથી,
મુક્તિને પામતી સ્હેજે, ભેદ ઇશ્વરને નથી.



# ૪ किष्किंधाकाण्ड.

## સુગ્રીવમૈત્રિ.

### ભુજંગી.

તહીંથી પછી ચાલતા આવી પ્હોંચ્યા,
શુશોભીત પંપા સરઃ શોભતું જ્યાં.
દીઠા સુગ્રીવે દૂરથી બેઉ ભાઇ,
હનુમાનને મોકલે તેહ ત્યાંહી.

જઇ ગુપ્ત વેશે ખરી વાત જાણી,
પછી નિજ વૃત્તાંત સર્વે જણાવી.
પ્રકાશ્યું ખરૂં રૂપ પોતા તણું ને,
કપિરાયની પાસ લેઇ ગયા તે.

તહીં લક્ષ્મણે વર્ણવી આપ વીતી,
કપીશે કહ્યું, "કાંઈ રાખો ન ભીતી,

કંઇ દિન પ્હેલાં જ આકાશ માંહે,
જતો દૈત્ય કો લેઇને ભામિનીને.

અલંકાર નાખ્યા અહીં તેજ સ્ત્રીએ,
જુઓ ઓળખો હોય સીતા તણા તે."
ખરાં તેજ આભુષણોને નીહાળી,
શક્યા રામ ના નેત્રનાં આંસુ ખાળી.

પછી રામ સુગ્રીવ બન્ને જણાયે,
કરી મૈત્રિ ત્યાં દેવ અગ્નિ સમીપે.
અન્યો અન્ય નક્કી કર્યું સ્હાય દેવા,
તદા સુગ્રીવે માંડયું વૃત્તાંત કે'વા.

દોધક.

"રામ ! જુઓ નગરી દીસતી આ, વાસ ભૂમિ મમ એ કિષકિંધા,
ભાઇની સાથ તહીં વસતો હું, વિઘ્ન તહીં કંઇ આવી પડયુંતું.
દુર્મદ રાક્ષસ આવી અચિંતો, વાલી સહોદર સાથ લઢયો, તો,
હારી છુપાઇ ગયો જ ગુફામાં, ભાઈ ગયો તહીં પાછળ તેમાં.
બ્હાર રહ્યો કરતો હું પ્રતીક્ષા, માસ ગયો તવ રક્ત દીઠું ત્યાં.
બંધુ હણાઈ ગયો ત્યમ ધારી, મંત્રિ કરે મુજને અધિકારી.
આવી ચડયો જીવતો પછી વાલી, કાઢી મુકયો મુજને અહીં મારી.
સ્ત્રીમમ સાથ થયો વ્યભિચારી, કર્મકથા મમ આ દુઃખીયારી.

અનુષ્ટુપ્.

સાત જે તાડ આ વીંધે, એક બાણુ થકી બલી;
શકે તે વાલીને મારી" રામ તે વીંધતા તહીં.

## વાલીનિધન.

દોધક.

રામ કહે પછી સુગ્રીવને કે, "જા લડવા સહુ વાલીં તું આજે,
એકજ બાણુથી મારીશ તેને, રાજ સમર્પિશ સર્વ હું તુંને."
એમ કહી ફુલ માળ જ દીધી, ધારી ગળે કપિએ ચૉસ કીધી,
તે સુણી વાલી ગયો પુર બ્હારે, જ્યાં લડવા નિજ ભાઇ પુકારે.
ખુબ લડયા ભડ વીર સમા તે, રામ પછી શર એક જ મારે.
વાગ્યું હૃદે પડીયો કપિ વાલી, રામ દીઠા કરમાં ધનુધારી.
મૃત્યુનું કારણુ જાણી પુછે તે, "રામ ! મને વીણુ વાંક હણ્યો કે ?
વેર નથી મુજ સાથ તમારે ? સુગ્રીવ પક્ષ કર્યો કયમ ત્યારે?"
રામ કહે "વ્યભિચારી થયો તું, પાપીગણી તુજનેજ હણું છું."
એ સુણીને સહુ વાત પ્રમાણી, સ્વર્ગ ગયો પ્રભુને શિર નામી.

સોરઠા.

સુણીને તારા નાર, પતિ ગયો પરલોકમાં,
પાડે આંસુ ધાર, રડતી ધરણી પર ઢળે.

છાની રાખી રામ, તેને આશ્વાસન દઇ
સુગ્રીવ હાથ લગામ, રાજ તણી અર્પણ કરે.



## પ્રસ્રવણ પર વર્ષા ઋતુ.

### સોરઠા.

પછી પ્રસ્રવણ શૃંગ, દુઃખદાયી વર્ષા ઋતુ,
લક્ષ્મણ ભ્રાતૃ સંગ, રઘુવર ગાળે શોકમાં.

જ્યમ વરસે ઘનઘોર, વીજળી જ્યમ ઝબકી રહે,
જ્યમ જ્યમ ટહૂકે મોર, ત્યમ ત્યમ રઘુનંદન રડે.

વિરહે સુકી દેહ, આંખલડી આંસુ ભરી,
નિરખી પર્વત તેહ, પણ શોકાશ્રુ પાડતો.



## સીતાની શોધખોળ.

### સોરઠા.

વર્ષા વહી ગઇ છેક, તવ બંધુને પાઠવી,
તેડાવે છે રામ, સુગ્રીવને ગિરિ ઉપરે.

કપિપુંગવનો સાથ, લઇને તે આવી મળ્યા.
જહીં વસે રઘુનાથ, કાર્ય મિત્રનું સાધવા.

### રથોદ્ધતા.

તે ગયા પ્રભુનો પાસ પ્રેમથી,
પૂછતા ખબર રામ સ્નેહુથી.
વાનરા વિવિધ જાતના મળી,
પાઠવ્યા સહુ દિશામહીં પછી.

મારૂતિ શરભ જાંબવંતને,
પાંચ અન્ય મળો આઠ તેહુને,
મોકલ્યા દક્ષિણ દિશાની ભણી,
મુદ્રિકા પવનસુતને દઇ.

### લલિત.

ગહુન વિંધ્યના માર્ગ ચાલીયા,
તૃષિત સર્વે તે તાપથી થયા.
વિવર દેખીને પેસતા મહીં,
ઉજડ તે સ્થળે યોગિની દીઠી.

જળ ફળો વડે શાંત તે કર્યા,
ખબર તેમના પ્રીતથી પુછયા.
પછીથી યોગિની વાત આપની,
સકળ વર્ણવે આદિથી ઇતિ.
અસલ માર્ગમાં તેમને મુકયા,
સુખરૂપે પછી યોગ યુક્તિથી.

કપિ સહુ કહે એકઠા મળી,
" કયમ કરી હવે ભાળ કાઢવી ?
મુદત તો ગઇ ! પાછું શું જવું ?
મરણ રૂડલું આંહી આપણું !
ખગ જટાયુનું ધન્ય જીવવું,
કંઇક રામનું કાર્ય તો કર્યું. "
તુરત તે સુણી ભાઇ આવીયો,
વૃદ્ધ જટાયુનો જે તહીં હતો.
કપિ તણી સહુ વાત સાંભળી,
સગઈ આપની એ વળી કહી,
અતિવ શોકથી આંસુ ખેરવી,
સલિલ અંજલી ભાઇને દઇ,
કપિ સમૂહને તે પછી કહે,
" ત્રિકુટ ગિરિએ મૈથિલી વસે.
નગર એક છે લંક નામથી,
અસુર ભૂપનું રાજ છે જહીં.
અહીંથી સર્વ તે તો મને દીસે,
કયમ કરી જઉં પક્ષ હીણ તે ?
સુરજ તાપથી પાંખ છે બળી,
બળવિહીન હું થૈ રહ્યો પડી.

પણ મને પછી ચંદ્ર ઋષિએ,
વર દીધો હતો આજ તે ફળે.

મિલન આપનાથી મને હવે,
નવિન આ જુઓ પાંખ આવતી.
જલનિધિ તરી પાર જો જશો,
જરૂર જાનકી ભાળ લાવશો."

કહીજ એટલું ગૃધ્ર તે ગયો,
કપિ વિચાર તે વાતનો કરે.
પવનસુતને સૌ મળી કહે,
"તમ વિના નહીં કાર્ય કો કરે.

અમ પરે કરી મ્હેર એટલી,
ઉદધિ પાર જૈ ભાળ કાઢવી,"
હનુમતે સુણી વાત, જાય તે
ગિરિ મહેન્દ્રના શૃંગની પરે.



# ૫ सुंदरकाण्ड.



## સમુદ્ર ઉલ્લંઘન.

### હરિગીત.

ધરી ધ્યાન હૃદયે રામનું હનુમાન ત્યાંથી ઉડતા,
સહુ દેવ નિરખી તેહુને, આશ્ચર્ય માંહી બુડતા.
" શકશે ઉડી શું એહુ યોજન સો સમુદ્ર બળે કરી."
કરવા પરીક્ષા તે તણી, સુરસા જ સામી મોકલી.

સુરસા કહે હનુમાનને, " મુખમાંહી જા તું માહ્યરા,
કરૂં ભક્ષ તારો ભાવથી, તુજ ભાળ લાગે ક્યાંઇ ના."
સરસાઇ કાય વધારવાની સાથ સુરસાની થઇ,
થઇ સુક્ષ્મ છેવટ મારૂતિ મુખમાં જઇ નીકળ્યા ફરી.

અદ્‌ભુત શક્તિ જોઇ તેની ખુશ થઇ તે તો ગઇ,
આગળ જતાં મૈનાકને કપિએ જરા કરથી અડી,
વિશ્રામ કયાંઇ કર્યા વિના ઉડયા જતા આવેગથી,
વચમાંહી રોકયા રાક્ષસીએ સિંહિકા નામે કરી.

પગથીજ મારી લાત ફેંકી દીધ તે રત્નાકરે,
સહુ વિઘ્ન તેમ વટાવીને આવી ગયા લંકા કને.
લઘુ રૂપ લઈ રાત્રિ પડયે પુરમાં પ્રવેશ જ જયાં કરે,
લંકા સ્વયં ધરી રૂપ રાક્ષસીનું તહીં આડી ફરે.

તેનેય મુષ્ટિ મારી પાડી દૂર બળીયે ક્રોધથી,
તવ યાદ આવી પૂર્ણ જન્મ તણી કથા તેને બધી.
આશિષ દઇ હનુમાનને, સીતાનું સ્થાનજ દાખવી,
ચાલી ગઇ નિજ મંદિરે, લંકીની દેવી તે પછી.

### અનુષ્ટુપ્.

વિઘ્નો સર્વ વટાવીને, કાર્યે દૃઢ મનથી કર્યે,
ઇષ્ટ વસ્તુ સહુકોને, ઇશ સ્હાય થકી મળે.

સદા શુદ્ધ રહી પાળે, બ્રહ્મચર્ય અખંડ જે,
તરે તે ઉદધિ એમાં, શંકા જેવું નથી ખરે.



## અશોક વનમાં સીતા.

### હરિગીત.

હનુમાન સીતા શોધતા, લંકા મહીં ચાલ્યા જતા.
ભમતા ગયાજ અશોક વાડીમાં જહીં સીતા હતાં.
શિંશપ તરૂની છાંય, તે નીશાચરીનાં વૃંદમાં,
ઘેરાયલાં બેઠાં હતાં રઘુનાથ કેરા ધ્યાનમાં.

તે એકવેણી, વસ્ત્રમેલાં ધારતાં જ, સુકાયલાં,
ભૂમિ પરે બેઠાં હતાં નિજ સ્વામીને સંભારતાં.
સીતા મળ્યાં તે કારણે જયાં હર્ખતા મન મારૂતિ,
ત્યાં આવી લાગ્યો તે સ્થળે સીતા કને લંકાપતિ.

શું થાય છે તે નિર્ખવા હનુમાન ત્યાં છુપાય છે;
દશમુખ આગળ આવી સીતાને પછી વિનવેછ કેઃ–
“શા માટ વેઠે કષ્ટ સીતા ! છોડ આશા રામની,
મુજને રીજાવી પામ સઘળાં સુખ વૈભવ કામિની ! ”

જનકાત્મની વળતી કહે, “ રે મૂર્ખ મીથ્યા શું બકે ?
નથી હાથ જોયા રામના તેથી જ ગર્વ કરી શકે.
નથી વાર થોડા દિનમાં અહીં આવશે તે નિશ્ચયે,
સંહારી તારૂં કૂળ, તુજને મારી, મુજને લઇ જશે. ”
સુણી વેણ આવાં ક્રોધનાં, અસિ ખેંચી ચાલ્યો મારવા,
મંદોદરી આડી ફરી તે વેળ લાગી વારવા.

બે માસમાં સહુ રાક્ષસીને સૂચવી સમજાવવા,
રાવણુ ગયો નિજ મંદીરે સીતા ત્યજી તહીં બાગમાં.

### અનુષ્ટુપ્.

મથે છે રાક્ષસી સર્વે, મૈથિલી મન વાળવા,
આશ્વાસન દીયે કિંતુ વૃદ્ધા એકજ ત્રિજટા.

રડે છે દુઃખથી સીતા, મોતને સુખ માનતાં,
કરૂં શું, ને કરૂં શું ના, તે પણુ કૈં સુજેજ ના.



## આશાનો સંદેશ.

### દ્રુતવિલંબિત.

નિરખીં મૈથિલીની સ્થિતિ દુઃખદા,
લઘુ રૂપે બનીં મારૂતિ એ તદા;
છુપઇ પાદપના બહુ ઝુંડમાં,
શરૂ કર્યું પ્રભુનું ગુણુ ગાન ત્યાં.

અથ ઇતિ ખરીં વાત પુરી સુણી,
જનક નંદિનીને ગમ ના પડી;
"ભ્રમ હશે, ખરીં વાતજ કે હશે,
પ્રભુ કથા અહીં કો કથતું હશે. ?

મુજ પરે કરી મ્હેર પધારજે,
　મુજ કને ઝટ, જે પ્રભુ વર્ણવે;"
સુણી સીતા તણી વાણી રૂડી પછી,
　જઇ સમીપ નમે તવ મારૂતિ.

ખબર કુશળ રામ તણા કહ્યા,
　વળી કહ્યાં દુઃખ જે વનમાં સ'હ્યાં;
નિજ હકીકત વર્ણવીને બધી,
　અંગુઠી આપી પછી રઘુરાયની.

પ્રતીતિ થૈ પરિપૂર્ણ સીતાજીને,
　નિરખી વીંટી ભરે નીર ચક્ષુએ;
પછી કહે કપિને તહીં મૈથિલી,
　"જીવન દાન દીધું મુજને હરિ.!

મુજ સ્થિતિ જઇને કથજે બધી,
　અવધી માસ જ બે તણી છે વળી;
અધિક તેથી ન પ્રાણ ટકી શકે,
　અસુર નક્કી પછી હણશે મ્હને."

કપિ કહે "નહીં બીક તમે ધરો,
　રઘુપતિ મનથી સમર્યા કરો;

જરૂર સૈન્ય લઈ અહીં આવશે,
  અસુર મારી સહુ દુઃખ ટાળશે.
કંઇક દ્યો મુજને જ નિશાનીમાં,
  પ્રતીતિ રામ તણી પણ થાય ત્યાં;
પછીથી માત! રજા ઝટ આપી દ્યો,
  જઇ કહું ઇતિહાસ તહીં બધો."

તવ દઇ શિરનો મણિ જાનકી,
  કહી જયન્ત તણી ય કથા બધી,
પછી ફળો કપિને ખવરાવીયાં,
  લઇ રજા કપિ ત્યાં થકી નિસર્યા.



## લંકામાં લાહ્ય.

### દ્રુતવિલંબિત.

કંઇક જાણ કરૂં દશમુખને,
  મુજ સમા દૂત રામની પાસ છે,
દિલ વિશે ધરી એમ કપિ કરે,
  ઉજડ વાડી અશોક તણી બળે.

અનુચરે જઇ વાત કહી બધી,
  દશમુખે તવ ફોજજ મોકલી;

વિકટ રૂપ ધરી પવનાત્મજ,
તનય અક્ષ સહીત સહુ હણે.
તવ જઇ યુવરાજ તહીં મથી,
પ્લવગ બાંધીં લીંયે બ્રહ્મપાશથી;
વિજય નાદ કરી પછીં હર્ષથી,
નિજ પિતા ભણીં જાય કપિ લઇ.

વંશસ્થ.

લઈ ગયો રાજ સભા મહીં જહીં,
પુછેછ લંકાપતિ ખુબ ક્રોધથી,
" તું કોણુ ? ક્યાંથી ? અહીં કેમ આવીયો ?
અશોક શા કારણું બાગ તોડીયો ? "

તદા કહે મારૂતિ " રામદૂત છું,
સીતાજી અન્વેષણુ માટ આવું હું.
સમર્પી દે જાનકી પાછી આજ તું,
ત્યજી કુબુદ્ધિ ભજ રામનેજ તું.

નહીં જ માને કદિ કે'ણુ માહરૂં,
જરૂર મૃત્યુ તવ આવ્યું જાણવું."
સુણી હનુમાનની સ્પષ્ટ વાણીને,
ઉઠેછ તેને હણવા જ દુષ્ટ તે.

વિભીષણે સાહસથી જ વારીયો,
  તદા કહે પુચ્છ કપિનું બાળી દો."
વીંટાળીયાં પટ્ટ અનેક પુચ્છને,
  ભીંજાવીં તેલે સળગાવ્યું તેહુને.

કહી બધાને "કપિ ચોર આ રહ્યા,
  શહેરમાં સર્વ સ્થળેય ફેરવ્યો.
પુરી તણી બ્હાર જઇજ મારૂતિ,
  પ્રચંડ કાયા કરી રક્ષકો હણી;

ફરી પછી શે'ર મહીં જહીં તહીં,
  લગાડી લંકા મહીં લાહ્ય કારમી.
સમુદ્રમાં પુચ્છ ભીંજાવીં હોલવી,
  ખુશી થઇ દીલમહીં કપિ પછી,

ફરી વળી જાનકી પાસ આવતા,
  કહી કથા તે બધીં માગતા રજા.
તદા સીતાએ કહ્યું "બાપુ! જા ભલે,"
  કરી પ્રણામો કપિ જાય પર્વતે.



## પ્રતિસંદેશ.

### વંશસ્થ.

ગિરિ પરેથી હનુમાન ઉડીયા.
તરી ફરી સાગર, સાથમાં ભળ્યા.
કહી તહીં વાત તમામ તેમને,
પછી સહુ જાય રઘુપતિ કને.

ભુખ્યા થયા માર્ગ મહીં કપિ બહુ,
ગયા દધીમૂખ તણા વને સહુ,
પીધું મધૂ રક્ષક ખૂબ પીડીયા,
પછી ગિરિ પ્રસ્ત્રવણે સહુ ગયા.

જઇ મળ્યા મારૂતિ આદિ રામને,
કહી કથા પ્રીતિથી સર્વ તેમને.
દીધું અભિજ્ઞાન સીતા તણુંય જ્યાં,
તદા રઘુનંદન ખૂબ હુખીંયા.



# ૬ युद्धकाण्ड.



## લંકા પ્રતિ પ્રયાણ.

### વસંતતિલકા.

મારૂતિની સુણી હકીકત એવી રીતે,
આભારનાં વચન રામ કહેછ પ્રીતે,
તત્કાળ કીધું જ પ્રયાણ પછી બધાયે,
દક્ષિણ દિશ ભણી જ્યાં અસુરો વસે છે.

સાથે કપિ સુભટ તે ઝટ આવી પ્હોંચ્યા,
વિસ્તીર્ણ સાગર મહા ગરજી રહ્યો જ્યાં.
શી રીત ઉદધિ તરાય જવાય લંકા,
વિચાર એમ કરતા અટકયા સહુ ત્યાં.

"ના આપતો ઉદધિ માર્ગ મ્હને હજુ શું ?"
એવું કહી રઘુવરે કર ચાપ લીધું.
તે વેળ આવી પ્રણમી કહે રામને તે,
"સેતુ ભલે મમ પરે નલ વીર બાંધે."

### પૃથ્વીવૃત્ત.

બનાવી નલ અગ્રણી પ્લવંગ સેતુ બાંધે મહા.
રઘુવર વળી બહુ પ્રીતથી શિવ ત્યાં સ્થાપતા.
પછી સહુ જતા જહીં કનક લંક છે શોભતી.
પરીખ ગઢ વાળી ને ગગન ચુંબી મ્હેલો જહીં.



## રાવણની સંગ્રામ સભા.

### વસંતતિલકા.

લંકા મહીં હનુમતે કંઇ જે કર્યું તે,
દેખી દશાનન સભા ભરીને પુછે છે.
"જોયું તમે નજરથી કપિ કૃત્ય ભાઇ !
શી રીતથી જીતવી રામ સહે લડાઇ ?"

દુર્મુખ, વજ્રહનુ, તેમ પ્રહસ્ત મંત્રિ,
નિકુંભ, ઇંદ્રજીત, ને વળી વજ્રદંત.
સર્વે મળી અસુર ભૂપતિને કહે છેઃ—
"શા ભાર તે મનુજના અમ આગળે છે ?"

બોલ્યો પછી ભૂપતિ બાંધવ કુંભકર્ણ;
" હાથે કરી ઉભું કર્યુંછ તમેય વેર,
કીધી ખુવારી સહુની હરી જાનકીને;
ત્હોયે હવે કરીશ જે તમને ગમે તે."

વિભીષણે પણ કહ્યું "નહીં ઠીક કીધું.
જે વેર બાંધ્યું રઘુનાથનો સાથ આવું.
એ છે ખરા અખિલ સૃષ્ટિ તણા નિયંતા.
ના કો સમર્થ જીતવા ભુવને ત્રણેમાં."

સુણી વિભીષણ તણી વળી સત્ય વાણી,
ખીજ્યો દશાનન ઘણો, કહ્યું ક્રોધ આણી;–
"રે દુષ્ટ! છે ધિક્ક તને, અરિ પક્ષપાતી!
તું જા સુખેથી નગરી તજીને અહીંથી."

કે છે વિભીષણ "જહીં અભિમાન આવે,
સારી શિખામણ વળી દિલને ન ભાવે.
કામાંધ ને વિષય લંપટ જ્યાં થવાયે,
નક્કી વિનાશ તહીં આવી ઉભો જણાયે."

જોઇ જતો અનીતિને પથ, ભાઈ ત્હોયે,
ચાલ્યો ત્યજી દઇ વિભીષણ દુષ્ટને તે;
પ્રેમે નમ્યા રઘુપતિ ચરણે જઇને,
રામે દીધું અભયદાન સુભક્તને તે.

સુગ્રીવને અસુર પક્ષ મહીંય લેવા,
આવ્યો નીશાચર વળી શુક નામનો ત્યાં.
કિંતુ નિરાશજ થઇ અપમાન પામી,
પાછા જઈ પુર વિષે વિનવેછ રાય.

"લંકેશ ! છે રઘુપતિ તણું જોર જાઝું.
છે વાનરા અતિ બળિષ્ઠ કહું હું સાચું.
પાછી સીતા દઇ, ઘટે કરવી જ સંધિ"
માને નહીં કંઇ તથાપિજ દુષ્ટબુદ્ધિ "

" જો કોઇ રીત સમજી જઇ જાનકીને,
પાછી દીયે અસુર ભૂપ નમી પડીને,
તો ઠીક." એમ દિલમાં ધરી મોકલે છે,
વાલી તણા તનયને પ્રભુ દુષ્ટ પાસે.

અનુષ્ટુપ્.

માન્યો ના કિંતુ તે માની, વિષ્ટિ ફોકટમાં ગઇ,
અંગદ તો વળ્યો પાછો, નોતરૂં યુદ્ધનું દઇ.



## યુદ્ધ પ્રારંભ.

### પૃથ્વીવૃત્ત.

દીઠો પછી રઘુવરે મુકુટ છત્ર ધારી ઉભો,
અગાશી નિજ મ્હેલની મહીં અધીપ લંકા તણો.
રઘુપતિ ઉરાડતા મુકુટ છત્ર બાણે કરી,
થઇ શરમીંદો ગયો અસુર મ્હેલ કેરી મહીં.

જઇ અસુર સૈન્યને વિવિધ આયુધો લેઇને,
લડાઈ કરવા કહ્યું જઇ જહીં કપિ સૈન્ય છે.
થયું તુમુલ યુદ્ધ ત્યાં, ઉભય સૈન્ય જયાં ભેટતાં.
પડે સુગમ જેમ ત્યાં ત્યમ ભટો લડે શૂરમાં.

મરાતું નિજ સૈન્યને નિરખ્યું મેઘનાદે જહીં,
છુપાવી નિજ કાયને, શર મુકે કપિ ઉપરી.
દીઠું કપટ રાઘવે ધનુષ હાથ લીધું જહાં,
કરે વિવશ તેમને અસુર નાગ પાશે તહાં.

### અનુષ્ટુપ્.

રામ લક્ષ્મણને દેખી પડેલા મૂર્છના મહીં,
ભ્રાંતિમાં નાખવા દૈત્યો સીતાને લાવતા તહીં.

દેખી તે નિજ ચક્ષુથી, સીતા શોક અતિ કરે,
ત્રિજટા કિંતુ પ્રીતેથી, ખુલ્લો ભેદ બધો કરે.

"નથી એ મૃત્યુને પામ્યા, પરંતુ નાગ પાશથી,
બંધાઇ સ્હેજ સુતા છે, માનુષી જ ચરિતથી."

રાવણે જાનકી પાછી, વાડીમાં જઇને મુકી,
ભાઇ બે પાશથી છુટ્યા, ગરૂડાસ્ત્ર પ્રભાવથી.

દેખી તે રાવણે મુકયા, ધૂમ્રાક્ષ પ્રહસ્તને,
વજ્રદંત અને મોટા, અકંપન દૈત્યને.

પરંતુ અંગદે નીલે, હનુમાને મળી વળી,
તેમને ઠેર ત્યાં માર્યા, ક્રોધ લાવી બલે કરી.



## લક્ષ્મણ મૂર્છા.

### સ્ત્રગ્ધરા.

સુણીને સૈન્ય હાર્યું રઘુપતિ બળથી રાક્ષસેન્દ્રે ત્વરાથી,
બોલાવી વીર યોદ્ધા, રથ ચઢી રણમાં ચાલીયો ક્રોધ લાવી.
કીધો સંહાર ભારે, વિભીષણ નજરે ત્યાં પડયો યુદ્ધક્ષેત્રે,
મોટી શક્તિ ગ્રહીને મય અસુરની ફેંકેજ તે તેની પ્રત્યે.

સૌમિત્રે કાળ રૂપી ઘુ ઘુ ઘુ ઘુ કરતી આવતી શકિત ભાળી,
સામા ઉભા જઇને વિભીષણ પુરતઃ તેથી તેને જ વાગી.
મૂર્છા ખાઇ સુતા તે પૃથિવી તલપરે રાવણે લાગ સાધી,
ઇચ્છયું લેઇ જવાને પણ નવ શકીયો તેમને તે ઉપાડી.

મારૂતિ ત્યાંહી આવી દશમુખધરને મુષ્ટિ મારી ખસેડી,
લેઈ સૌમિત્ર સ્કંધે જઇ રઘુવરને તે મળ્યા તુર્ત દોડી.
દેખી તે રામ કોપ્યા, રથ, ધ્વજ, સૂત, ને છત્ર, મુકુટ પાડી,
મારીને તે નસાડયો અસુર પુર ભણી યુદ્ધના ક્ષેત્રમાંથી.

## શિખરિણી.

પછી રામે ભાળી નિજ અનુજ ભૂમિ પર ઢળ્યા,
સ્મરીને સદ્‌ગુણો હૃદય દ્રવતાં પ્રેમથી રડયા.
" અહીં સુધી આવી સકળ ત્યજી સુખો ગૃહ તણાં,
હુવે મુકી ચાલ્યા વિણ મદદ, આંહી ક્યમ સખા ?
અયોધ્યા હું પાછો જવ જઇશ રે બાંધવ વિના,
કુટુંબી મિત્રો ને સ્વજન પુછશે ' લક્ષ્મણ કહાં ? '
કહું શું હું ત્યારે ? ' મમ ગૃહિણી માટે રણ વિષે,
ગુમાવ્યો મ્હેં ભાઇ ' !, ધિકધિક મુખે એમ વદવાં.
મળે લક્ષ્મી કીર્તિ વળી પ્રિય જનો એ પણ મળે,
મળે સ્ત્રી પુત્રાદિ વિવિધ સુખ આરોગ્યજ મળે,
મહત્વાકાંક્ષીને સતત મથતાં એ સહુ મળે,
પરંતુ કો દેશે, નહીં નહીં કહીં બાંધવ મળે. "

## અનુષ્ટુપ્.

રડે છે વાનરા સર્વે, રામને રડતા સુણી;
સુગ્રીવાદિ મળી દેતા, ધૈર્ય રાઘવને અતિ.

મૃત સંજીવની લેવા, મોકલે હનુમાનને,
હિમાલય ગિરિ પાસે, દ્રોણાચલની પરે.

અસુરાધીપ જાણી એ, મોકલે કાલનેમિને;
કાર્યમાં નાખવા વિઘ્ન ઔષધીને છુપાવીને.

ઉપાડી મારૂતિ આખો, ગિરિ મૂળ થકી કરે,
ચાલ્યા રાઘવની પાસે, જઇ તે ચરણે ધરે.

ઔષધી વાપરી રામે, ભાઇને જીવતા કર્યા.
ગિરિ પાછો મુકી આવ્યા, મારૂતિ. સર્વ હર્ખીયા.



## કુંભકર્ણનું મરણ.

### પુષ્પિતાગ્રા.

સકળ સુભટનો વિનાશ થાતાં,
અસુર વિમાસી વિચારી એમ બોલેઃ—
“જઇ ઝટપટ બંધુને જગાડો
અતુલ બળીષ્ઠ મને સહાય દેશે.”

ઉઠી કુંભકરણે વૃત્તાંત જાણી,
ફરી નિજ બાંધવને સુબોધ દીધો.
“ભુલ થઇ ગઈ ના તમે સુધારી;
કુટુંબ વિનાશ અકારણે કરો છો.”

સુણી અનુજ તણી પ્રશાંત વાણી,
અસુર ઘણો ફોટકાર ત્યાં કરે છે
સહુન ન કરતાં અસહ્ય શબ્દો,
મરણુ ગણી રૂડું તે રણે ચડે છે.

અગણિત કપિને ઉરાડી ફેંકયા,
અગણિતને વળી દાબી નાખી માર્યા.
તવ રઘુપતિએ અસુર કેરા,
કર દ્વયને પદ બાણુથી વિદાર્યા.

પછી શર થકી તો શિરે ઉરાડયું,
કુસુમ તણી તવ વૃષ્ટિ ત્યાં પડે છે.
સુરવર મળી રામજી તણી સો,
દ્વય કર જોડી નમી સ્તુતિ કરે છે.

પણ દશમુખ ભાઇ કેરૂં જાણી
નિધન, અતિશય શોક તો કરે છે.
તદપિ નહીંજ તે હુતાશ થાતાં,
નિજ યુવરાજ તણી સહાય લે છે.



# ઇન્દ્રજીતનું અવસાન.

## અનુષ્ટુપ્.

માયા કેરી બનાવીને, ભામિની જાનકી સમી,
યુદ્ધના ક્ષેત્રમાં લાવ્યો, ઈંદ્રજીત પ્રપંચથી.
સર્વના દેખતાં તેનું, ઉરાડ્યું શિર શસ્ત્રથી,
રામ લક્ષ્મણ તે દેખી, નિરાશ બનતા અતિ.
કિંતુ વિભીષણે કીધું, "માયા આ રાક્ષસી બધી,
મારે ના પુત્ર તે સ્ત્રીને, પિતાએ જેહને ચહી.
સર્વને ભ્રમમાં નાખી, ઈંદ્રજીત જઇ કરે,
યજ્ઞ નિકુંભિલા કેરો, પછી ના કોઈથી મરે.
નિદ્રા ને ભુખ જે જીતે, બાર વર્ષ પુરાં લગી,
રાવણિને હણે તો એ, વિરંચી વરદાનથી.
સૌમિત્રે રામ સેવામાં, અહોરાત્ર નિમગ્ન થૈ,
પાળેલું વ્રત તેથી તે, રાવણિને શકે હણી."

## પુષ્પિતાગ્રા.

કહી વિભીષણ ભેદ એ પ્રભુને,
લઇ વીર લક્ષ્મણ મેઘનાદ છે જ્યાં,
તહીં સહુ કપિ તે જઇ ત્વરાથી,
અગણિત રાક્ષસને વિદારતા'તા.

સુણી ગરગડ રાવણિ અધુરો
હુવન મુકી, રણક્ષેત્ર માંહીં જાયે.
સુભટ સરિખડા લડે પછી તે,
નિજ ચતુરાઈ બતાવતા બીજાને.

### અનુષ્ટુપ્.

દેખીને યુદ્ધમાં કાકા, ઇંદ્રજીત કહેછ કેઃ—
"લજાવી કૂખ ઓ કાકા, દાદીની જન્મીને તમે.
સ્નેહ સંબંધ ત્યાગીને, શત્રુના સાથમાં મળ્યા,
જીવ્યાથી મરવું રૂડું, દાસ દુશ્મનના થતાં."
વિભીષણ કહે કે "શું, જાણે નાદાન બાળ તું ?
સત્યને સ્હાય દેવામાં, હીણું કર્મ નથી કશું.

### માલિની.

તવ જનક તણા આ પાપથી પૃથ્વી કંપે,
રવિ પણ થઇ ઝાંખો રોજ બ્હીતો ઉગે છે.
સહન કરી શકે ના ભાર લંકા બિચારી,
અસુર કુળ તણા આ રામ છે નાશકારી.
પછીથી પ્રભુ સ્મરીને લક્ષ્મણે બાણ મુકર્યું,
અસુર તનય કેરૂં શિર તેણેજ છેદ્યું
જઇ વડીલ તણા એ પાયમાં શિર્ષ નામે,
પરમ પ્રીતથી તેઓ છાતીની સાથ દાબે.

અનુષ્ટુપ્.

પુત્રના નાશની વાતો, કારમી ખેદથી સુણી,
મૂર્છના પામતો દુઃખે, બળીયો લંકનો ધણી
જાગીને મૂર્છનામાંથી, સીતાને મારવા ધસ્યો,
સચીવે રોકીને રાખ્યો, પાછો ત્યારેજ તે વળ્યો.



## રાવણ મંદોદરી સંવાદ.

મંદાક્રાંતા.

ત્યાંથી ચાલ્યો સમર ભૂમિમાં સૈન્યનો સાથ લેઇ,
પાછો હારી પુર મહીં ગયો, રામનાં બાણ ખાઇ;
શુક્રે કીધું હવન કરવા, મંત્ર વીધિ પ્રમાણે,
ગુફા માંહી છુપઇ જઈ તે આદરે તે પ્રમાણે.

ધૂમાડાને ગગન ચડતો દેખી વિભીષણે ત્યાં,
સ્નેહે કીધું "વીધિસર જુઓ યજ્ઞ છે આદર્યો ત્યાં;
ના જીતાશે દશમુખ કદી યજ્ઞ જો પૂર્ણ થાશે,
છે તે માટે ઉચિત કરવો યજ્ઞમાં ભંગ આજે."

ચાલ્યા મોટા કપિવર, જઈ તે ગુફામાં પ્રવેશ,
કીધા યત્નો વિવિધ પણ ના ધ્યાન લંકેશ ચુકે;
રાણી મંદોદરી લઇ ગયા છેવટે તે સમીપે,
સુણી તેની કરૂણ વિનતિ યજ્ઞ છોડી ઉઠે તે.

રાણી કે'છે " હજુય ચરણે રામ કેરે નમોને!
એ છે આદિ પુરૂષ સહુના, અંતરાત્મા પ્રભુ છે!
દેશે માફી સહુ વિસરીને, દોષ સામું ન જોશે.
માનો મારૂં, હઠ નવ કરો, મોતથી ઉગરોને!"

ત્યારે કે'છે અસુર, "કરવી મુકી દ્યો આવી ચિંતા,
જાણુંછું કે ઇશ અવતર્યા મુજમાટે ભૂમિમાં;
હું સેવુંછું નિશદિન ખરા વૈર ભાવે પ્રભુને,
અંતે મૃત્યુ રઘુવર કરે પામી સ્વર્ગે જવું છે."



## રાવણનો છેલ્લો યત્ન ને અંત.

### રોળાવૃત્ત.

સમજાવી નિજ નાર જ્ઞાનની વાત કરીને,
ચાલ્યો રાવણ રાય, મરણીયો છેક થઇને.
ઘર ઘર પાડયો સાદ, " હોય જે સાચા શુરા,
લેજો તે રણવાટ, દેશની દાજે પુરા."
બળીયા રાક્ષસ યોધ, આયુધો વિધવિધ ધારી,
ચાલ્યા રાવણ સાથ, સ્વામીભક્તિ શિર ધારી.
વાગે ઢોલ મૃદંગ, શંખ રણતુરો વાગે,
વાગે છે વીરહાક, પૃથ્વી ડગમગવા લાગે.

ચતુરંગી લઇ સૈન્ય, રાય ચાલ્યો લડવાને,
નીસર્યો પુરની બ્હાર, ફરી ના પ્રવેશવાને.

રક્ત તણા વરસાદ, પડે ને અશ્વો ભડકે,
ભાનુ ઝાંખો થાય, પશૂઓ ખૂબ રડે છે.

આવી તે રણમાંહ્ય, તુમુલ સંગ્રામ કરે છે
ઉછળે સાગર નીર, પર્વતો પણ કંપે છે

હય ગજ ખચ્ચર ઉંટ, રીંછ વાનરની ચીસો,
થાયે છે હોકાર, અસ્ત્ર કેરા સુસવાટો.

આંખ ઉંચી નવ થાય, બધિરતા કાને આવે,
લોહી તણા તો ઓઘ, નદી સમ રણમાં ચાલે.

સહીત માતલી ઈંદ્ર, મોકલે રથ પોતાનો,
રઘુપતિ કેરે કાજ, દૈવી શસ્ત્રાસ્ત્ર ભરેલો.

જોવા મળીયા યુદ્ધ, યક્ષ ને કિન્નર જોડાં,
વિમાને ચઢી તેમ, દેવનાં આવ્યાં ટોળાં.

સરખે સરખી જોડ, રામ રાવણની જામી,
સરખા બેઉ પ્રવીણ, કોઇમાં કાંઇ ન ખામી.

સંભારે અપમાન, આપનાં સ્નેહી મરેલાં,
ક્રોધ અને ધિક્કાર, તણા એ રંગ ચડેલા.

ખાઇ પરસ્પર ઘાવ, વખાણે બળ સામાનું,
સમજ પડે નવ કાંઇ, વીજયી તે કોણ થવાનું.

રાક્ષસ વાનર યોધ, ત્યજી દઇ લડવું સર્વે,
આવી મળયા જ્યાં રામ, દશાનન સાથ લડે છે.

અજમાવ્યાં સહુ અસ્ત્ર, ત્હોય ના રાવણ હાર્યો,
ત્યારે લઇ અગ્ન્યસ્ત્ર મારી તે હેઠો પાડયો.

છેવટનું બ્રહ્માસ્ત્ર, વિફળ જે કદિ ન થાયે.
તે મારીને રામ, દેવનું કંટક ટાળે.

### અનુષ્ટુપ્.

દેવો સૌ હર્ષ લાવીને, વિજેતાને વધાવતા,
આશિષો આપતા રૂડી, પુષ્પોને વરસાવતા.

દુંદુભી સ્વર્ગનાં વાગે, અપ્સરા ગાન આદરે.
દિશાઓ થાય તેજસ્વી, અનિલો મધુરા વહે.

તપસ્વી આગ્રહી યોદ્ધો, તેમ વિદ્વાન બ્રાહ્મણ.
એક દોષ વ્યભિચારે, કે'વાયો ક્રૂર રાક્ષસ.

દુરાચારી ય દુષ્ટાત્મા, રામના હાથથી મરી,
લોહ પારસની પેઠે, રામરૂપ ગયો થઇ.



## નીતિનો જય.

### અનુષ્ટુપ્.

નીતિ તેમ અનીતિનું, સદ્દગુણો દુર્ગુણો તણું,
પુન્ય ને પાપ કેરૂં આ, ધૈર્ય તેમજ ગર્વનું,

દેવ ને દાનવો કેરૂં, સાત્વિકી તામસી તણું,
યુદ્ધ આ સત્ય ખોટાનું, રામ રાવણનું ખરૂં.

અનેકાનેક કષ્ટોની, કસોટીમાં કસાઇને,
શુદ્ધ સોનારૂપી છેલ્લે, નીતિનો જય છે ખરે.

### સ્રગ્ધરા.

દેવો જેનાથી ત્રાસે, વશ થઇ નમતો સ્વર્ગનો રાય જેને,
જેને છે વીશ બાહુ, વળી દશમુખ, ને રાક્ષસો સ્હાય જેને,
રીદ્ધિ સીદ્ધિ ભરેલી રૂડી કનક તણી લંકનો સ્વામી જે છે.
હાર્યો તે રામનાથી, અનીતિ વશ થતાં; નીતિની જીત નિશ્ચે.

---

## વિભીષણ રાજ્યાભિષેક.

### અનુષ્ટુપ્.

દુષ્ટ એ માડીનો જાયો, મરેલો ભાઇ ભાળતાં,
વિભીષણ જઇ પાસે, આક્રંદ કરતા હતા.

મંદોદરી વિગેરેને, શાંત લક્ષ્મણ રાખતા,
વિભીષણ કને સર્વે, ક્રીયા પૂર્ણ કરાવતા.

વિભીષણ તણો કીધો, રાજ્યાભિષેક લક્ષ્મણે,
લંકામાં જઇને; તેની રાણી મંદોદરી બને.

પ્રભુ આજ્ઞા ગંણી સાચી, પુનર્લગ્ન કર્યાં છતાં;
તારા મંદોદરી કેરાં, સતીમાં નામ છે રહ્યાં.



## સીતાની અગ્નિશુદ્ધિ.

### અનુષ્ટુપ્.

અશોક વાડીમાં જૈને, મારૂતિ હર્ષથી પછી,
સીતાને કથતા વાતો, રાવણ વધની બધી.

લંકા નગરીનો રાજા, વિભીષણ તહીં જઇ,
સન્માની લાવતા સીતા, વિજયી રામની ભણી.

તેમને નિર્ખવા કાજે, કોલાહલ કપિ કરે.
નયને રામ સીતાનાં, કિંતુ આંસુડાં વહે.

રામને મૌન દેખીને, સીતા ક્રોધ કરી કહે,
"મ્હારામાં વ્હેમ હોતો તો, યત્ન આ કોણ કારણે?

મારૂતિ મોકલ્યો શાને? ઉદધિ શીદ બાંધીયો?
પૃથ્વીની શુદ્ધ પુત્રી હું છું તે કેમ તમે ભુલો!"

કહે છે રામ "હે દેવી, હું જાણું છું પવિત્ર છો,
લોક પ્રત્યયને માટે, અગ્નિશુદ્ધિ તમે કરો."

લક્ષ્મણે અગ્નિ પ્રજવાળ્યો, યજ્ઞજા વદતાં પછી,
"મન વાચા અને કર્મે, હોઉં જો શુદ્ધ હું સતી.

રક્ષજે દેહ તો મારી" કહી અગ્નિ મહીં ઉભાં,
દેવે સાક્ષાત્ આવીને, સીતા પાછાં જ અર્પીયાં.

પિતૃઓ દેવતા સર્વે, અભિનંદન આપતા.
ઇન્દ્રે પીયૂષ વર્ષાવી, વાનરો જીવતા કર્યા.

વિભીષણેય સંન્માન્યા, કપિ અત્યંત ભાવથી,
મણિ રત્ન સુવર્ણેથી સંતોષ્યા આગ્રહે અતિ.

રામ મૈથિલીની સાથે, લેઇ લંકેશ ને કપિ,
પુષ્પક યાનમાં બેસી, જાય છે દેશની ભણી.

---

## અયોધ્યા ગમન.

### હરિણી.

ગગન પથમાં ચાલ્યું લેઇ વિમાન કુબેરનું,
રઘુપતિ સુખે બેઠા તેમાં લઇ સહુ સાથને.
જનકતનયાને દેખાડે પછી રઘુરાય ત્યાં,
વિવિધ સ્થળ જે જોવા જેવાં જણાય જતાં જતાં.

જઇ સહુ મળ્યા આનંદેથી ઋષિ ભરદ્વાજને,
પુનિત સ્થળમાં સ્નેહેથી ત્યાં રહ્યા વળી રાત તે.
જઇ સૂચવવા ત્યાંથી રામે કહ્યું હનુમાનને,
સહુ સ્વજનને કે, "કાલે તો રઘુપતિ આવશે."
સૂચવી ગુહને નંદીગ્રામે જઇ ભઇને કહ્યું;
અમૃત સમ તે સુણી વાણી દુઃખી દિલ હર્ખીયું.
નિજ નગરીમાં વાળી ઝુડી સફાઇ કરાવીને,
વિવિધ રીતથી મ્હેલો રસ્તા વળી શણગારીને,
વડીલ જન, ને મંત્રો ગાતા લઇ ગુરૂ વિપ્રને,
ભરત જલદી સામા જાતા થઇ વશ સ્નેહને.
નિજ નિજ ગૃહો શોભાવીને જનો પણ ચાલીયાં
રઘુપતિ ઘણે વર્ષે ભાળી હૃદાં નિજ ઠારવા.
જઇ ઉતરીયું ત્યાં તે વારે વિમાન સુપુષ્પક,
પરસ્પર સહુ ભેટયાં ભાવે, રડયાં પણ પુષ્કળ.
પ્રિય સ્વજનને લાંબે કાળે અચાનક ભેટતાં,
હૃદય હસતાં હોયે આંખે વહે જળ કેમ ના ?

## રામરાજ્યાભિષેક.

### હરિણી.

ભરત વળતી પાદુકાને ધરી પ્રભુ આગળે,
ગદગદ થઇ પાછો આપે સ[illegible] અધિકાર તે.

પછી શરૂ થતું તે સર્વેનું સુમંગળ સ્નાન ત્યાં;
વિધવિધ ધરે વસ્ત્રો, પ્હેરે વિભૂષણ ઓપતાં.
ગજ પર ચઢી ચાલ્યા મોટા કપિ નરદેહથી,
જનકતનયા જાતાં પ્રીતે વળી રથમાં ચડી.
સહુ તણી રૂડી સ્વારી જાયે સુની નગરી ભણી,
પુર જન મળે જોવા માટે અતિશય પ્રેમથી.

જઇ ઉતરીયાં ઘેરે સર્વે પ્રમુદિત મંનથી,
અતિ ઉલટથી થાયે વીધિ પછી અભિષેકની.
સહુ જન દિસે આનંદેથી અહીં તહીં માલતાં
સુર મુનિ તણાં વૃંદો આવે વળી શિર નામતાં.

અગણિત દીધાં દાનો રામે તહીં અભિષેકનાં,
કિંમતી મણિ ને મોતી દીધાં સહુ કપિને ઘણાં.
ગુહ્ સુગ્રીવ ને લંકા કેરા વિભીષણ રાય જે,
પ્રણમી પ્રભુને સર્વે જાયે જહીં નિજ સ્થાન છે.

અતિશય મહા આભારોને સ્મરી રઘુનંદને,
મરૂતસુતને કીધું "કાંઇ કપિવર માગી લે."
અમર રહીને ભક્તિ માગી રઘુવરનીજ એ,
સજલ નયને આજ્ઞા લેઇ ગયા હિમગિરિ એ.

# ૭ उत्तरकाण्ड.

## રાક્ષસોની ઉત્પત્તિ.

### વંશસ્થ.

લઇ ઋષિવૃંદ અગસ્ત્ય આવીયા,
 રઘુપતિને અભિનંદતા બધા.
કહે "થયું કાર્ય મહાન આપથી,
 હણ્યા અસુરો બળીયા કૃપા કરી."

વળી કહે રાઘવને અગસ્ત્યજી,
 અસુરની ઉત્પત્તિ સર્વ આદિથી.
"પુલસ્ત્ય ઋષિ કૃતયુગમાં થયા,
 સુપુત્રિ તે તો તૃણબિંદુની વર્યા.
થયા ઋષિ તે થકી નામ વિશ્રવા,
 કુબેર વિત્તેશજ તેહુથી થયા.

પ્રજાપતિ પુષ્પક દેઇ તેમને,
  ધનેશનું સ્થાન જ આપતા પ્રીતે.
જઇ વસ્યા લંકપુરી મહીં પછી,
  વર્યા સુમાલી તણી પુત્રી કૈકસી.
પછી થયા રાક્ષસ રાવણાદિ જે,
  ત્રણે મળીને તપ ઘોર તે કરે.
વિરંચી ત્રુઠી વર માગવા કહે,
  તદા કહે રાવણ "મુત્યુ ના નડે,
અસુર કે દેવથી તેમ યક્ષથી,
  મનુષ્ય કેરી મન ભીતિ કૈં નથી."
ત્યજીજ ઇંદ્રાસન કુંભકર્ણથી,
  મગાયું નિદ્રાસન દૈવ કોપથી.
વિભીષણે માગી સુભકિત નીતિને,
  પ્રજાપતિ ઇચ્છિત સર્વ આપીને,
વિશેષમાં દે અમરત્વ પ્રીતથી,
  કનિષ્ઠને વીણુ કહ્યે ખુશી થઇ.
સુમાલી તો રાવણને કહે પછી,
  "ધનેશને બાહીર કાઢ લંકથી."
કુબેર હિમાલયની પરે ગયા,
  વસાવી પુરી અલકા તહીં રહ્યા.

પછી રહે રાવણુ લંકમાં સુખે,
 ત્રણે વર્યા ભાઇ સુકન્યકા પ્રીતે.

મંદોદરી રાવણુ પત્નીને થયો,
 સુપુત્ર પુરંદરજીત જે કહ્યો.
અધર્મથી રાજ અસુર આદરે,
 વિમાન વિત્તેશ તણું હરી લીયે.

હલાવીં કૈલાસ જ નંદી શાપથી,
 કર્યું નકી મોત પ્લવંગ મર્ત્યથી.
થયોજ કેદી પછી કાર્તવીર્યથી,
 પુરાય વાલી તણી કુખમાં પછી.

જઇ ચડયો શ્વેત દ્વીપેજ એકદા,
 હરાવીં કાઢે દ્વીપવાસીં પ્રેમદા.
પછી લઇ સ્હાયજ પુત્રની બહુ,
 શચીપતિને જીતી સ્વર્ગ પીડીયું.

સનત્કુમારો થકીં જ્ઞાન મેળવે,
 સીતા હરી વૈરથીં આપને ભજે.
બળીષ્ઠ એવા હણીં રાક્ષસો પ્રભો,
 દીધું અમોને સુખદાન રે વિભો !"



## વાનરોની ઉત્પત્તિ.

### વંશસ્થ,

" કથા સુણો વાનર યોધની વળી,
સુવર્ણ મેરૂ પર દૈવયોગથી,
પ્રજાપતિ નેત્રથી વારિ એકદા,
પડ્યું ભૂંપૃષ્ટે કપિ ઉદ્ભવ્યો તદા.

તૃષાર્ત થૈ તે કપિ વાવમાં ગયો,
નિજાકૃતિનો કપિ પાણીમાં દીઠો,
પડી મહીં બાહીર આવતાં થયો
સ્ત્રીરૂપ પોતેજ નવાઈ પામતો.

શતક્રતુ તે પથથી જ નીસર્યો,
નિહાળી તે સ્ત્રી મદનાતુરો થયો.
ત્યજ્યું જ વીર્ય પડ્યું વાલ દેશમાં,
થયોજ વાલી કપિ શુક્ર તુલ્ય ત્યાં.

પુનઃ પડ્યું ભાનુનું વીર્ય સ્ત્રીગ્રીવે,
થયો કપિ સુગ્રીવ સૂર્ય તુલ્ય તે.
પછી થતાં નિદ્રિત મૂળ વાનરો
બની, લઇ પુત્ર પિતા કને ગયો.

બનાવી કિષ્કંધ પુરી પ્રજાપતિ,
વસાવતા વાનર બેઉ તે તહીં."
સુગ્રીવ વાલી તણી એવી ઉત્પત્તિ
કહી ઋષિ જાય નિજાશ્રમો ભણી.



## રામરાજ.

### અનુષ્ટુપ્.

લવણાસુરથી ત્રાસી રામ આશ્રય ઇચ્છીને,
અયોધ્યા મુનિયો આવ્યા, યમુના તટ વાસી જે.
તેમને સુખ દેવાને, શત્રુઘ્ને દુષ્ટને હણી,
મથુરા પુરી બંધાવી, રાજધાની તહીં કરી.
મરેલો બાલ લેઇને, રડતો વિપ્ર એકદા,
રામ સન્મુખ આવીને, વર્ણવે નિજ આપદા.
"જુઓને દુઃખ આ મારૂં, અદ્યાપિ નહીં જે બન્યું,
પિતાના જીવતાં મૃત્યુ પુત્રનું કેમ આવીયું?"
જ્ઞાનદૃષ્ટિ થકી જાણ્યું, રામે કારણ તે તણું,
અનધિકારી છે ત્હોયે શંબુકે તપ આદર્યું.
રામે જઈ હણ્યો શૂદ્ર, જીવાડ્યો બાલ વિપ્રનો,
ખુશી થઇ ગયો ઘેરે, તે આશિર્વાદ આપતો.

રસપૂર્ણ હતી પૃથ્વી, ફૂલપૂર્ણ હતાં તરૂ,
શ્રદ્ધાપૂર્ણ હતાં ધર્મે, રામરાજ મહીં સહુ.

રૂપયૌવનશાળી ને આનંદી સુખવર્ધિની,
પતિભક્તિપરા સર્વે સ્ત્રીયો પુત્રવતી હતી.

રામ રાજ કરે એવું, પ્રજાને પાળતા પ્રીતે,
સુખમાં વસતાં સર્વે દુઃખી કોઇ નહીં દીસે.

## હરિણી.

જલદ વરસે કાળે નિત્યે, અકાલિન મૃત્યુ ના,
નિરત સહુ કો સ્વધર્મે, ને નહીં ભય ચોરના.
અનૃત નવ કો બોલે, રોગો વળી નહીં પીડતા.
અનુપમ હતાં એવાં સુખો બધાં રઘુરાજમાં.

---

## જનાપવાદ.

### માલિની.

કતિપય દિન જાતાં એમ આનંદ લેતા,
રઘુકુલમણિ બેઠા એકદા સાથ સીતા.
નિરખી મુખ સીતાનું સ્નીગ્ધ પાંડુરવર્ણું,
"સતી કંઇ અભિલાષા થાય છે?" એમ પુછ્યું.

તવ જનક સુતા કે' "મુનિયો જ્યાં વસે છે,
તહીં જઇ ફરી ન્હાઉં નીર ગોદાવરીને,
ફરીથી મુનિજનોનો કન્યકા સાથ લેઈ,
હરિણ સહુ રમું હું; નાથ ? ઇચ્છાજ એવી."

### અનુષ્ટુપ્.

સુણી દોહદ સીતાનો, પુરવા મનમાં ચહી,
પ્રભુ જાયે પછી સ્હેજે, અગાશી મ્હેલની મહીં.

પરિચારક આવે ત્યાં, ખિન્ન ને દુઃખી દીસતો,
રામ આજ્ઞા કરે તેને, "જનચર્ચા મને કહો."

આજ્ઞા ના ઉલ્લંઘાયે, વાર્તા દુઃખકરા પરા,
કરવું શું હવે એવા, કરે તર્ક પરંપરા.

### માલની.

નિજ ફરજ પ્રમાણે સાંભળ્યું તેવું કે'છે.
"રઘુવર યશ કેરૂં ગાન સર્વે કરે છે,
પણ 'જનકસુતા જે દૈત્ય ઘેરે વસ્યાં તે
ફરીથી કયમ સ્વીકાર્યાં,' લોક એવું કહે છે."



## સીતાત્યાગ.

### વૈતાળીય.

સુણી વજ્ર સમાન વેણુ એ, પ્રભુ કેરૂં દિલ દુઃખથી દ્રવે,
"પૃથિવી તનયા પવિત્ર જે જન મુકેછ કલંક તે પરે!

અપવાદ શિરે ચડેલને, તદપિ છેજ ઉતારવો ઘટે."
મનથી ચહીં એમ, વાત તે સઘળી લક્ષ્મણ ભાઇને કહે.

ફરમાવ્યું જ એમ તેમને, "ઝટ આજે લઇજા સીતા વને,
જઈને પદ વાલ્મીકિ તણે, ત્યજી ગંગાતટ આંહી આવજે.

મુખથી ન નકાર બોલતો, મમ આજ્ઞા ગણી થા તું ચાલતો.
વળી દોહદ જાનકી તણો, પણ ગંગાતટ વાસનો હતો."

યશને પ્રિય સર્વથી ગણી, નૃપતિ ધર્મ દિલે વળી ધરી,
જનરંજન કારણે પછી, ગૃહિણી ગર્ભવતીય દે ત્યજી.

લઇ મૈથિલીને રથે ચઢયા, જઈ પ્હોંચ્યા તટ તે નદી તણા.
કર ઝાલી ઉતારી જાનકી, પછી આજ્ઞા પ્રભુ કેરી ત્યાં કહી.

સુણી તે ધરણી સીતા ઢળી, બહુએ ધીરજ લક્ષ્મણે દીધી.
પણ ના રડતી સતી રહી, વદતી તેહ દીયેરની પ્રતિ.

"પ્રભુને કથજો જ એટલું, થઇ લંકા મહીં અગ્નિશુદ્ધ હું.
તદપિ ડરી લોકથી ત્યજી, પ્રભુ એ શી તમ કુલની રીતિ?

અથવા નથી વાંક એમનો, મમ ભાગ્યે નથી અંક સુખનો;
કદિ હોત ન ગર્ભ જો મને, ઝટ કાઢયો હુત પ્રાણ આ સમે.

થઇ નિવૃત્ત હું પ્રસૂતિથી, રવિ આરાધીશ નિત્ય યત્નથી,
જનનાંતરમાંય એમની, રહું પત્ની મન એમ ઇચ્છતી."

સુણી તે કંઇ આંસુ ખેરવી, વળીયા લક્ષ્મણ પુરીની પ્રતિ.
રડતી રહી એકલી સીતા, તવ ત્યાં વાલ્મીકિ મુનિ આવતા.

નિરખી જનકાત્મજા સ્થિતિ, મુનિ આશ્વાસન દે છ પ્રેમથી.
"રડમાં પ્રિય પુત્રિ હે સીતે! સુખથી તું મુજ આશ્રમે રહે.

ત્યજી તું સઘળા ઉચાટને, વસજે તાપસી સાથમાં સુખે,
તુજ બાળકના યથાવીધિ, સહુ સંસ્કાર કરીશ પ્રીતથી."

કહી એમ લઈ ગયા મુનિ, સહુએ આગતસ્વાગતા કરી,
પછીથી દિન કૈંક વીતતાં, તહીં સીતા દ્વય પુત્ર જન્મતાં.

અનુષ્ટુપ્.

લવ ને કુશ બે પાડયાં નામ તે બાળકો તણાં,
વાલ્મીકિ તેમને પ્રીતે, રામાયણ ભણાવતા.



## અશ્વમેધ યજ્ઞ.

### અનુષ્ટુપ.

રામે સીતાજીને કાઢયાં, ઘરની બ્હાર બીકથી,
પરંતુ ના શક્યા કાઢી, મનથી બ્હાર સ્હેલથી.

સાર્વભૌમ નૃપોનું જે, કરવા યોગ્ય કાર્ય તે,
પછીથી રામ એકાકી, અશ્વમેધ જ આદરે.

ગૃહિણી વીણુ ના થા થાયે યજ્ઞ, એ બાદ ટાળવા,
પરણ્યા ન ફરી કિંતુ, સોનાની મૂર્તિ ઠેરવ્યાં.

અહો મન મહાત્માનાં, મૃદુ પુષ્પ થકીય જે,
બનતાં તે જ કો વેળા, વજ્રથીય કઠોર તે.

વાનરા રાક્ષસો રાજા, આવે છે સ્હાય આપવા,
વિઘ્નની વાત કેવીં જ્યાં રાક્ષસો રક્ષકો બન્યા.

કપિને ભૂપતિઓથી, રક્ષાયેલ પવિત્ર જે,
મેધાશ્વ ફરીને આવ્યો, પાછો ઘેર જઈ બધે.

મુનિયો ઋષિયો કેરાં, જાય છે વૃંદ યજ્ઞમાં,
લવકુશ લઇ સાથે, વાલ્મીકિ પણુ ત્યાં ગયા.

કરે તંત્રી ગ્રહી ગાતા, રામાયણુ ગુરૂ તણી,
ફરતા આવી લાગ્યા તે, રઘુકુલમણિ ભણી.

કૃતિ આદિ કવિ કેરી, ગાનારા દ્વય બાલુડાં,
કિન્નર સ્વરથી ગાતાં, કોનું ચિત્ત હરાય ના ?
નિજાકૃતિ સમા તે બે, નિહાળી રામ અર્ભકો,
અતિ સ્નેહ થકી પૂછે, "કોના શિષ્ય તમે જ છો ?"
વાલ્મીકિનું સુણી નામ, જતાં રામ મુનિ કને,
થયા ખુશ દિલે જાણી, કે પુત્રો નિજના જ છે.

## સીતાભૂમિ પ્રવેશ.

### વૈતાળીય.

પછી વાલ્મીકિ રામને કહે, "ત્યજી સીતા કર્યું ઠીક ના તમે,
સહુ આ દ્વય બાલકો હવે, ગ્રહીલ્યો જાનકી પાછી પ્રેમથી."
વદતા તવ રામ સ્નેહથી, "મુજને તો કંઇ બાદ છે નહીં;
જન પ્રત્યય માટ તેમને, ફરીથી શુદ્ધ થવુંજ છે ઘટે."
પછીથી સહુ લોક તે સ્થળે, દિન બીજે જઇ એકઠા મળે.
લઇ વાલ્મીકિ આવીયા તહીં, સતી સીતાજી પવિત્ર જન્મથી.
ધરીને ભગવાં જ વસ્ત્ર એ, કરીને દૃષ્ટિ પ્રભુ પદે નીચે,
ઉભરા દિલમાંથી કાઢતાં, સહુના સાંભળતાં પછી વદેઃ—
"મન તેમજ વાણી કર્મથી, કદિ જો હું વ્યભિચારી ના થઇ,
હુઉં જો ખરી શુદ્ધ હું સતી, ગ્રહી લે તો મમ માત દીકરી."

વદતાં ત્યમ રંધ્રમાંહીથી, ઝટ સિંહાસન નિસર્યું તહીં.
પૃથિવી હતી બેઠી તે પરે, લઇ અંકે નિજ પુત્રી તે જતી.
રઘુરાય કહે "નહીં, નહીં," પણ પાતાલ ગયું જ તે સહી.
વીધિ અંક લખેલ ભૂસવા, પ્રભુ સાક્ષાત સમર્થ ના થયા.
સુર તેમ ઋષિ મુનિ કરે, કુસુમો કેરી સુવૃષ્ટિ તે સ્થળે,
વદતા "સતી ધન્ય તું ખરી," સહુ જાયે નિજ ઘેર ત્યાંહીથી.

અનુષ્ટુપ્.

આટોપી યજ્ઞની વીધિ, આગન્તુકો વળાવીને,
સીતા વિણુ ઉદાસીમાં, રામ દિવસ નિર્ગમે.
મેળવી પુત્ર પાસેથી બ્રહ્મજ્ઞાન વિશુદ્ધ જે,
ક્રમશઃ રામ માતાઓ, પછીથી સ્વર્ગ સંચરે.



## લક્ષ્મણનું સમાધિસ્થ થવું.

અનુષ્ટુપ્.

મુનિ વેશ ધરા આવે, કાલ દાશરથી કને,
સંદેશો તેમને કે'વા, બ્રહ્માએ મોકલેલ જે.
એકાંતમાં ગયા રામ, દ્વારે લક્ષ્મણને મુકી,
"અંદર આવશે તેનો, નક્કી વધ થશે" કહી.
તેવામાં ક્રોધની મૂર્તિ, દુર્વાસા તહીં આવીયા,
"કહીં છે રામ" એવું એ લક્ષ્મણનેજ પુછતા.

ખોટી થવા કહ્યું ત્હેણે, ત્યારે કોપ ઋષિ કરે,
ગયા રામ કને કે'વા અંદર તે ન છૂટકે.
ગયા કાલ નિજ સ્થાને, ઋષિનું સાંત્વને કર્યું.
સંભારીને પ્રતીજ્ઞાને, રામનું દિલ દુભીયું.
વીધિનો લેખ તે જાણી જઇને સરયૂ તટે,
સમાધી સાધીને છોડયો, પ્રાણ ત્યાં પુણ્ય લક્ષ્મણે.



## રાજ્યની વહેંચણી.

### મંદાક્રાંતા.

ઉદાસી રે' રઘુપતિ તણું દિલ બંધુ વિયોગે,
વ્હેંચી આપે પછી તનયને રાજ વિસ્તીર્ણ પોતે.
કુશે કુશાવતી મહીં કરી આપની રાજધાની.
ને કીધી છે શરવતી લવે નિજ નિવાસભૂમિ.
એવી રીતે નિવૃત્ત થઇને ભાઇ શત્રુઘ્નને એ,
સૌ વૃત્તાંતો અથઇતિ જણાવે મુકી દૂત પોતે.
આવી પ્હોંચ્યા નગરી મથુરા પુત્ર સુબાહુને તે
વિદિશા દે દ્વિતીય સુતને યૂપકેતુ કરી જે.

### અનુષ્ટુપ.

મામાના કે'ણથી જીતી ભરતે સિંધુ દેશને,
નગરી બે મહીં મુકયા તક્ષ પુષ્કલ પુત્રને

તક્ષશીલા અને પુરી, પુષ્કલાવતી નામની,
પુત્રને દઇને આવ્યા, પાછા તે વિજયી થઇ.

લક્ષ્મણના સુતો બે જે, ચિત્રકેતુ ય અંગદ
કારાપથ કરી તેને, આપતા દેશ રાઘવ.



## સ્વર્ગારોહણ

### અનુષ્ટુપ્.

જણાવે સર્વને રામ, ઈચ્છા આપ તણી પછી
સ્વર્ગારોહણ કેરી જે, સર્વે એ દીધી સન્મતિ.

વાનરા રાક્ષસો રીંછો, અયોધ્યાનાં નિવાસી સૌ,
અનુગમન ઇચ્છે છે, સ્નેહથી નિજ નૃપનું.

જાંબવંત વિભીષણ, હનુમાન વળી કપિ,
ચિરંજીવ રહ્યા ત્રણે, રામ આજ્ઞા અનુસરી.

### ઉપેન્દ્રવજ્રા.

પછી પ્રભાતે ત્યજીને અયોધ્યા,
ગયા નદી જ્યાં સરયૂ વહે ત્યાં.
અનુસર્યો ભક્ત તણોય સાથ,
પ્રકાશતો દિવ્ય તહીં પ્રકાશ.

સુમંદ વાયુ બહુ વાય રૂડા,
યક્ષો અને કિન્નર ગાય છે ત્યાં.

અનેક સુગંધિત પુષ્પ વર્ષે,
મૃદંગ નાદો વળો થાય હર્ષે.

પ્રભુ જઇ જયાં જલ સ્પર્શતા ત્યાં,
ચતુર્ભુજા ધારી થઇ રહ્યા ત્યાં.
સહાનુજો એ મૂળ રૂપ ધારી,
સમાઇ જાતા પ્રભુ રૂપ માંહી.

પ્રજાજનો વાનર રીંછ હેત્યો,
નદી મહીં નાહીં ત્યજી શરીરો
ફરી ધરી નૂતન દેહ સર્વે,
જતા સુખેથી સહુ દિવ્ય સ્વર્ગે.

પ્રભુ તણું નામ વદે ભૂલ્યે એ,
મનુષ્ય કો અંત સમે મુખેથી,
છુટો થઇ તે સહુ પાપમાંથી,
પ્રભુ સમીપે જ વસે સુખેથી.

તમામ તે લોક પુરી નિવાસી,
અને સહુ વાનર રીંછ સાથી,
પ્રભુ સમક્ષે ત્યજી દેહ, સ્વર્ગે
જઇ વસે; ધન્ય જ ભક્તને તે.

### માલિની.

નિજ ચરિતથી નીતિ સર્વને શિખવીને,
અસુરકુલ વિદારી, ભાર ભૂનો હરીને,
દિશ દિશ યશ પામી, દેવ કાર્યો કરીને,
સ્વરૂપ મહીં પ્રવેશે, રામ રૂપે હરિ તે.



## અંતિમ

### અનુષ્ટુપ્.

કથા આ રામની આખી, પુણ્યદા લોકપાવની
પાર્વતી દેવીને પૂર્વે, શંભુએ ભાવથી કહી.

### સ્ત્રગ્ધરા.

વાતો મોટી ઘણી છે, રઘુપતિ યશની, પાર તેનોજ નાવે,
તેનો સારાંશ લેઇ, અહીં સહુ લખીયો પદ્યના રૂપમાં મ્હેં.
વિદ્વાનોમાં ગણાવા, ત્યમ કવિ બનવા, સાર આ ના લખાયો,
કાવ્યપ્રેમી જનોને મમ કૃતિ રૂચશે, સાર્થ તો યત્ન મારો.

### અનુષ્ટુપ્.

સર્વના અંતરાત્મા જે, સર્વવ્યાપી સ્વયં પ્રભુ,
રામને શિર્ષ નામીને, પદ્ય આ પૂર્ણ હું કરૂં.



# पात्रोनी टुंक हकीकत.

**રામ**—અયોધ્યાના સૂર્યવંશી રાજા દશરથના સૌથી મોટા પુત્ર. રામાયણના મુખ્ય પુરૂષનાયક. તેઓ ઇશ્વરના અંશાવતાર ગણાય છે. હિંદુસ્તાનમાં ગમે તે ધર્મના માણસને પુછો પણ રામના નામથી તે ભાગ્યેજ અજાણ્યો હશે. રામના વનવાસના વખતનાં તેમના સંબંધમાં આવેલાં અમુક અમુક સ્મારકોને હજુ પણ ત્રણહજારથી વધારે વર્ષો વહી ગયા છતાં એવા ને એવાજ ભક્તિભાવથી કરોડો માણસો પૂજે છે. તેમનાં બીજાં નામ દાશરથી, રાઘવ, રઘુપતિ, રઘુરાય, રઘુનાથ, રઘુનંદન, સીતાપતિ વીગેરે છે.

**દશરથ**—રામના પિતા. અજરાજાના પુત્ર. પુત્રના વિયોગથી ને શ્રવણના શાપથી એ રાજા હૃદયભગ્ન થઇ મરણ પામ્યા હતા.

**શેષ**—વિષ્ણુ ભગવાનનું શયનસ્થાન. તેને એક હજાર મુખ, ને તેટલી જ કે તેથી બમણી જીભ છે. માથા પર તેણે પૃથ્વી ધારણ કરી છે.

**નારદ**—બ્રહ્માના દસ મનોપુત્ર પૈકીમાંના એક. તે દેવર્ષિ કહેવાય છે. તે બ્રહ્માના સાથળમાંથી ઉત્પન્ન થયેલા છે, ને મનુષ્યો અને દેવો વચ્ચે સંદેશા લઇ જાય છે ને લાવે છે, વળી માણસોમાં અને દેવોમાં કજીયા પણ ઉત્પન્ન કરાવે છે. વીણા તેમનું પ્રિય વાજીંત્ર છે ને તેની શોધ પણ તેમણેજ કરી છે. તેમણે એક સ્મૃતિ બનાવી છે જે અદ્યાપિ વિદ્યમાન છે.

**બ્રહ્મા**—દુનિયાને ઉત્પન્ન કરનારા દેવ. તેઓ સ્વયંભૂ છે. વિષ્ણુ ભગવાનની નાભીકમળમાંથી તેમની ઉત્પત્તિ છે. તેમને ચાર મુખ છે. તેમનું વાહન હંસ છે.

**પાર્વતી**—હિમાલય પર્વતની પુત્રી ને શંકરની સ્ત્રી. તેજ દુર્ગાને નામે પ્રખ્યાત છે.

**શિવ**—દુનિયાનો નાશ કરનારા દેવ. બ્રહ્મા, વિષ્ણુ ને શંકર એ ત્રિમૂર્તિ દેવોમાં મુખ્ય છે.

**સીતા**—જનકરાજા યજ્ઞ કરવા પૃથ્વી ખેડતા હતા ત્યારે તે પૃથ્વીમાંથી નીકળી તે પરથી તેનું નામ સીતા પડયું. રામની સ્ત્રી ને રામાયણનું મુખ્ય સ્ત્રી પાત્ર. જનકનંદિની, વિદેહ તનયા, જાનકી, વૈદેહી મૈથિલી, અયોનિજા, ધરાપુત્રી, યજ્ઞજા એવાં તેમનાં બીજાં નામ છે.

**કશ્યપ**---બ્રહ્માના પુત્ર મરીચિના તે પુત્ર થાય. તે દક્ષરાજાની અદિતિ ને બીજી બાર પુત્રીઓ જોડે પરણ્યા હતા. અદિતિથી બાર આદિત્ય ઉત્પન્ન થયા. ને બીજી બારથી સાપ, પક્ષીઓ, રાક્ષસો, ગંધર્વો, વીગેરે ઉત્પન્ન થયાં. તેમણે તપ કરીને વિષ્ણુ જેવાજ પુત્રની માગણી કરી હતી.

**વસિષ્ઠ**—સૂર્યવંશી રાજાઓના તે કુળગુરૂ છે. ઋગ્વેદના સાતમા મંડળમાં તેમણે મંત્રો લખ્યા છે,

**ઋષ્યશૃંગ**—વિભાંડક ઋષિના પુત્ર, તે હરણીથી ઉત્પન્ન થયા હતા તેથી તેમના કપાળમાં એક નાનું શીંગડું હતું. જંગલમાં તેમના પિતાએ તેમને ઉછેરેલા હોવાથી તેમણે કદી બીજું કોઇ માણસ પુખ્તવયમાં આવતાં સુધી જોયુંજ નહોતું. એક વખત લોભપાદ

રાજાના અંગદેશમાં દુષ્કાળ પડયો ત્યારે બ્રાહ્મણોના કહેવાથી ઋષ્યશૃંગ જો તેમના રાજ્યમાં આવે તો વરસાદ થાય એમ તેના જાણવામાં આવવાથી તેમણે કેટલીક અપ્સરાઓને મોકલી તેમને પોતાના રાજ્યમાં બોલાવી પોતાની દત્તક લીધેલી પુત્રી (મૂળ તે દશરથ રાજાની પુત્રી હતી) શાંતા તેમને પરણાવી. દશરથ રાજાએ પુત્ર પ્રાપ્તિ માટે આ ઋષિને બોલાવી યજ્ઞ કરાવ્યો હતો.

**કૈકેયી**—સિંધુ દેશના રાજાની પુત્રી, ને દશરથની સ્ત્રી, ભરતની મા.

**વિશ્વામિત્ર**—કાન્યકુબ્જના ક્ષત્રિ રાજા ગાધીના તે પુત્ર. તે એક વખત મૃગયા માટે ગયા ત્યાં વસિષ્ઠના આશ્રમમાં એક સુંદર કામધેનુ ગાય જોઈ, જે તેમણે વેચાતી લેવા ઈચ્છા જણાવી. પણ ઋષિએ ના પાડયાથી તેમણે પરાણે લેવા પ્રયત્ન કર્યો; પણ નિષ્ફળ થયા ને હારી પાછા જવું પડયું. આ પરથી બ્રાહ્મણત્વ પ્રાપ્ત કરવા તેમણે ઉગ્ર તપ કર્યું ને રાજર્ષિ, ઋષિ, મહર્ષિ, ને છેવટે બ્રહ્મર્ષિ કહેવાયા. પણ ખુદ વસિષ્ઠને મોઢેજ તે શબ્દથી પોતાને બોલાવાય એમ તેમણે ઈચ્છયું. જે ત્યાર પછી ઘણે વરસે જ્યારે તેમને ખરૂં બ્રહ્મજ્ઞાન થયું ત્યારે બન્યું.

**તાડકા**—સુકેતુની પુત્રી, સુંદની સ્ત્રી, અને મારીચની મા. અગસ્ત્ય ઋષિના તપમાં વિઘ્ન કરવાથી તેમણે તેને રાક્ષસી બનાવી હતી. રામે તેને મારી સદ્દગતિ આપી હતી.

**મારીચ-સુબાહુ**—બેઉ તાટકાના પુત્રો હતા, વિશ્વામિત્રના યજ્ઞમાં ભંગ કરવાથી રામે સુબાહુને ઠેર માર્યો ને મારીચને સમુદ્ર કાંઠે

ઉરાડી મુકયો હતો. તે રાવણના કહેવાથી સુવર્ણમૃગ થઇ પંચવટીમાં આવ્યો ત્યારે રામે તેને મારી નાખ્યો હતો.

**અહલ્યા**—બ્રહ્માએ પ્રથમજ સ્ત્રી બનાવીને તે ગૌતમને પરણાવી. ઇંદ્ર તેના રૂપથી મોહિત થવાથી ચંદ્રને તેણે કુકડો થઇ અરધી રાત્રે બોલવા કહ્યું. ચંદ્રે તે પ્રમાણે કર્યું. તેથી ગૌતમ પરોઢીયું થયું જાણી સ્નાન કરવા બહાર ગયા ને ઇંદ્રે ગૌતમનું રૂપ લઈ ઘરમાં જઇ અહલ્યા સાથે વ્યભિચાર કર્યો. બહાર નીકળતો હતો ત્યાં ગૌતમ સામા મળ્યા. તેમણે કપટ જાણી જઇ ઇંદ્રને શરીરે એક હજાર યોનિ ઉત્પન્ન થાય, ચંદ્રને ક્ષય થાય, તથા અહલ્યા શીલા થઇ જાય તેવા શાપ આપ્યા. અહલ્યાને રામના ચરણસ્પર્શથી મૂળ રૂપમાં આવશે તેમ કહ્યું. ઇંદ્રને હજાર યોનિ આંખના રૂપમાં પાછળથી બદલાઇ ગઈ હતી, ને ચંદ્રને ક્ષય પંદર દિવસ વધે ને પંદર દીવસ ઘટે એ પ્રમાણે તે શાપના અનુગ્રહ થયા હતા. અહલ્યા, તારા, દ્રૌપદી, સીતા ને મંદોદરી એ પાંચ સતીઓ ગણાય છે.

**જનક**—સીતાના પાલક પિતા, ને વિદેહ અગર મિથિલાના રાજા. તેઓ ઉત્તમ તત્ત્વજ્ઞાન અને પવિત્રતા માટે પ્રખ્યાત હતા. યાજ્ઞવલ્કય ઋષિ તેમના ગુરૂ અને સલાહકાર હતા.

**પુરંદર**—ઇંદ્ર. તેનાં બીજાં નામ શતક્રતુ, શચીપતિ, જીષ્ણુ વીગેરે છે. તે દેવોનો તથા વરસાદનો રાજા છે. તે કોઇ પણ રૂપ ધારણ કરી શકે છે. તેનું વહાલું હથીયાર વજ્ર છે. તેની સ્ત્રી ઇંદ્રાણી તે પુલોચનની પુત્રી. તેના પુત્રનું નામ જયન્ત. તેની રાજધાનીનું નામ અમરાવતી. તેના બાગનું નામ નંદન. તેના હાથીનું નામ ઐરાવત.

તેના ઘોડાનું નામ ઉચ્ચશ્રવા છે. તેણે પર્વતની પાંખો કાપી નાખી હતી. રાવણના પુત્ર ઇંદ્રજીતે તેને હરાવ્યો હતો.

**પરશુરામ**—બ્રાહ્મણ યોદ્ધો, જમદગ્નિનો પુત્ર, વિષ્ણુનો છઠ્ઠો અંશાવતાર. નાનપણમાં તેના બાપે તેની મા રેણુકાનું માથું કાપી નાખવા કહ્યું ત્યારે તેના ચાર ભાઇએ ના પાડી પણ પરશુરામે એકદમ કાપી નાંખ્યું. બાપે ખુશી થઇ વરદાન માગવા કહ્યું ત્યારે પોતાની માને જીવતી કરવા માગ્યું જે પાછી જીવતી થઇ. એક વખત કાર્તવીર્ય રાજા તેના બાપના આશ્રમમાં જઇ તેની ગાય લઇ ગયો તેથી પરશુરામે તેની જોડે લઢી તેને મારી નાખ્યો ને ગાય પાછી આણી. કાર્તવીર્યના પુત્રોએ આ વાત જાણી પરશુરામની ગેરહાજરીમાં આશ્રમમાં જઇ જમદગ્નિને મારી નાખ્યા તેથી પરશુરામે આખી પૃથ્વી નક્ષત્રિ કરવા પણ લીધું, ને તે એકવીશ વાર ફરી ફરી નક્ષત્રિ કરી. રામનાથી તે હારી મહેન્દ્રાચલ પર ચિરંજીવ રહી તપ કરે છે. તેમને જામદગ્ન્ય તથા ભાર્ગવ પણ કહે છે, કારણ તે ભૃગુઋષિના વંશજ છે.

**મંથરા**—કૈકેયીની ખુંધી હલકટ સ્વભાવની દાસી.

**સુમંત્ર**—દશરથનો સારથી.

**ગુહરાજા**—શૃંગવેરનો ભીલ્લ રાજા ને રામનો મિત્ર.

**વાલ્મીકિ**—રામાયણના લેખક. આદિ કવિ. મૂળ બ્રાહ્મણના પુત્ર હતા પણ તેમના માબાપે બચપણમાંજ તજી દેવાથી ભીલોએ ઉછેરી મોટા કર્યા ને ચોરી ખુન કરતા શીખ્યા. સપ્તર્ષિએ તેને બોધ આપ્યો કે તું જે પાપ કરે તેમાં તારી સ્ત્રી કે સગાં ભાગ

લેશે ખરાં એમ પુછી આવ. તેણે પુછીને આવી જણાવ્યું કે તે તો ના પાડે છે. ત્યારે ઋષિયોએ તેને મારા શબ્દ ( રામથી ઉલટા અક્ષર ) એકજ ઠેકાણે બેસી બોલ્યા કરવા કહ્યું. તેણે ધુન આદરી તે ઘણાં વરસ વહી ગયાં ને માથાપર કીડીઓના દરના રાફડા થઇ ગયા ત્યાં સુધી જપ્યા કર્યું. ઋષિયોએ પાછા આવી જ્ઞાન આપ્યું, ને તેમનું નામ વાલ્મીકિ પાડયું.

**સપ્તર્ષિ**—તે સાત ઋષિનાં નામ મરીચિ, અત્રિ, અંગિરસ, પુલસ્ત્ય, પુલહ, ક્રતુ, અને વસિષ્ઠ.

**અત્રિ**—સપ્તર્ષિ પૈકીના એક છે. બ્રહ્માના દસ પુત્રોમાંના તે એક આંખમાંથી ઉત્પન્ન થયેલા છે. તેમણે વેદની ઘણી રૂચાઓ લખી છે. ને અગ્નિ, ઇંદ્ર અને વિશ્વદેવની સ્તુતિ કરી છે. તેમની સ્ત્રીનું નામ અનસૂયા. તેનાથી તેમને પાંચ સંતાન થયાં હતાં. દત્ત, દુર્વાસા, સોમ, અર્યમન, અને અમાલા નામની પુત્રી.

**અનસૂયા**—અત્રિની સ્ત્રી. તે ઘણી પવિત્ર અને તપના પ્રતાપવાળી હતી. એક વખત દસ વરસ સુધી દુષ્કાળ પડયો ત્યારે તેણે તપના પ્રભાવથી પાણી, ફળ, ફુલ બનાવી લોકોને બચાવ્યાં હતાં. બ્રહ્મા, વિષ્ણુ ને મહેશ તેમના સતીત્વની પરીક્ષા કરવા ગયા હતા ત્યારે તેમને તેણે નાનાં બાળકો બનાવી દીધા હતા પણ તેમની પત્નીઓની આજીજીથી પાછા તેમના મૂળ સ્વરૂપમાં તેમને મુકયા હતા. સીતાને તેમણે હમેશાં રૂપ ટકાવી રાખે ને કોઇની નજર ન લાગે તેવો અંગરાગ આપ્યો હતો.

**શરભંગ-સુતીક્ષ્ણ**—દંડકાવનમાં રામને મળેલા ઋષિયો.

**અગસ્ત્ય**—વિંધ્ય પર્વત ઓળંગીને આર્યોને વસવા માટે દક્ષિણ દેશ ખુલ્લો મુકનાર મહાન ઋષિ. દક્ષિણ દેશમાં પ્રથમ તેમણે જઇ ત્યાંના રાક્ષસો પિશાચોને વશ કર્યા હતા. તેમની ઉત્પત્તિ એવી છે કે એક યજ્ઞ વખતે મિત્ર અને વરૂણનું વીર્ય ઉર્વશીને જોવાથી સ્ખલિત થયું તે થોડું ઘડામાં ને થોડું પાણીમાં પડયું. ઘડામાંથી અગસ્ત્ય ઉત્પન્ન થયા ને પાણીમાંથી વસિષ્ઠ થયા. તેથી અગસ્ત્ય કુંભજન્મા, કુંભયોનિ કહેવાય છે. વળી તે મિત્રાવરૂણી પણ કહેવાય છે. તેઓ એક પ્રસંગે સમુદ્ર પી ગયા હતા. રામને તેમણે વિષ્ણુનું ચાપ દીધું હતું. તેઓ પોતે મોટા બાણાવળી અને તત્વજ્ઞાની પણ હતા. દક્ષિણની દ્રાવીડીયન જાતને પ્રથમ કેળવનાર તે હતા, ને આખા દક્ષિણ દેશમાં સુધારો તેમણેજ પ્રથમ દાખલ કર્યો. તેમની સ્ત્રીનું નામ લોપામુદ્રા હતું.

**જટાયુ-સંપાતિ**-એ બેઉ અરૂણ અને શ્યેણીના પુત્રો થાય. જટાયુ દશરથ રાજાનો મિત્ર હતો. સીતાને બચાવવા યત્ન કરતાં રાવણને હાથે તેનુ મરણ થયું હતું. સંપાતિ જન્મતાંની સાથે સૂર્ય તરફ ઉડવા લાગ્યો. તે એટલે નજીક ગયો કે તેના તાપથી તેની પાંખો બળી ગઇ હતી. ગરૂડ જટાયુના કાકા થાય.

**શૂર્પણખા**—રાવણની બેન. તેના નખ સુપડા જેવડા મોટા હતા તેથી તેનું નામ શૂર્પણખા પડયું હતું.

**ખર**—રાવણનો સાવકો ભાઇ.

**ત્રિશિરા-દૂષણ**—રામે મારેલા રાક્ષસો.

**રાવણ**—લંકાનો રાજા ને રામનો પ્રબળ શત્રુ. તેણે દસ હજાર

વર્ષ તપ કરી બ્રહ્મા કનેથી વરદાન મેળવ્યું હતું કે દેવ કે દાનવ તેને કોઇ મારી શકે નહીં. એક વખત કૈલાસ હચમચાવ્યું પણ શંકરે તે એવું દબાવ્યું કે તેની આંગળીઓજ ચંપાઇ ગઇ તેથી તેણે એક હજાર વરસ સુધી શંકરની સ્તુતિ કરી. તેથી શંકરે તેનું નામ રાવણ પાડ્યું. તેને દસ માથાં ને વીસ હાથ હતા.

**કબંધ**--રામને હાથે મરેલો રાક્ષસ.

**શબરી**--ભીલ્લ જાતિની રામની પરમ ભક્ત સ્ત્રી.

**સુગ્રીવ**--રામનો વાનર મિત્ર. તેની મદદથી તેમણે સીતાને શોધી પાછી મેળવી.

**હનુમાન**--તે મરૂતનો અંજનાથી ઉત્પન્ન થયેલો પુત્ર છે. તેથી તેને મારૂતી, પવનસુત, પવનાત્મજ પણ કહે છે. રામનો તે પરમ ભક્ત ને મોટો સાહાયક હતો. તે ચિરંજીવ ગણાય છે.

**વાલી**—સુગ્રીવનો ભાઇ. રામને હાથે તેનું મરણ થયું હતું. રાવણને તેણે એક વખત બગલમાં રાખ્યો હતો.

**તારા**—વાલી ને સુગ્રીવની સ્ત્રી. વાલી સુગ્રીવ સાથે લડવા ચાલ્યો ત્યારે તેને તેણે ઘણું સમજાવ્યો હતો. પણ ન માનતાં ગયો ને મરાયો. અંગદની તે મા થાય.

**જાંબવંત**—રીંછોનો રાજા, ને રામનો સેવક. જ્યારે બધાએ સ્વર્ગરોહણ વખતે રામનું અનુગમન કર્યું ત્યારે જાંબવંતને રામે પોતાનો કૃષ્ણાવતાર થાય ત્યાં સુધી જીવવા કહ્યું હતું. તે અવતારમાં તેમને જાંબવંત સાથે મણિ માટે યુદ્ધ થયું હતું.

**સુરસા**—નાગની માતા. સમુદ્રઉલ્લંઘન વખતે હનુમાનના જોરની પરીક્ષા કરવા દેવોએ મોકલી હતી.

**મંદોદરી**—રાવણની સ્ત્રી. તે સતી ગણાય છે. રાક્ષસની સ્ત્રી હોવા છતાં તેણે ઘણીવાર પોતાના પતિને પાપ કરતાં વાર્યો હતો. પણ છેવટે જ્યારે રાવણે બધો ખુલાસો કર્યો ત્યારે તે પોતાનું પતિનું જ્ઞાન જોઇ સંતોષ પામી હતી.

**ત્રિજટા**—સીતાની રક્ષક રાક્ષસી હતી, પણ સીતા તરફ ઘણી માયાળુ હતી. તે તેને ઘણીવાર હીંમત ને યોગ્ય સલાહ આપતી હતી.

**જયન્ત**—ઇંદ્રનો પુત્ર. એક વખત પંચવટીમાં રામ સીતાના ખોળામાં માથું મુકી સુતા હતા ત્યારે તે કાગડાનું રૂપ ધરી આવી રામના પગે ચાંચ મારવા લાગ્યો. તેથી રામે ઉઠી એક સળી મંત્રી તેના પર ફેંકી તેથી તેની એક આંખ ગઇ. આ વાત સીતા હનુમાન સાથે પાછો સંદેશો મોકલાવતી વખતે રામને યાદ આપવા કહેવરાવે છે.

**અક્ષ**—રાવણનો પુત્ર.

**વિભીષણ**—રાવણનો નાનો ભાઇ છતાં રાવણની ચાલચલકત તરફ તેને ઘણો તિરસ્કાર હતો. ઘણી વખત કહેવા છતાં જ્યારે રાવણ સમજ્યો નહીં ત્યારે તે રામના પક્ષમાં ગયો. રામે રાવણને મારી તેને લંકાની ગાદી આપી. સાત ચિરંજીવ પૈકી તે પણ એક છે.

**નલ**—વિશ્વકર્માનો પુત્ર. તેણે હિંદુસ્તાન અને લંકા વચ્ચે રામને લંકામાં જવા માટે સેતુ બાંધ્યો હતો. જે આજે "આદમના પુલ" નામે ઓળખાય છે.

**દુર્મુખ, વજ્રહનુ, પ્રહસ્ત, નિકુંભ, વજ્રદંત**—રાવણના યોદ્ધા છે.

**કુંભકર્ણ**—તે રાવણનો ભાઇ હતો. તેનો ભક્ષ જબરો હતો. અસંખ્ય પશુઓ ને માણસો તેને ખાવા જોઇતાં. તે છ માસ ઉંઘતો ને વચમાં એકજ દિવસ જાગતો. તેથીજ તેની ક્ષુધાના ભોગથી અસંખ્ય પ્રાણીઓ બચી જતાં. તપ કરી તેણે ઇંદ્રાસનને બદલે દેવોના કપટથી નિદ્રાસન માગી લીધું. આ કારણથી તેની ઉંઘ વધી પડી. રાક્ષસ છતાં ન્યાય અન્યાય તે સમજતો. રાવણને તેની ભુલ બદલ ઠપકો દઈ છેવટ ભાઇના પક્ષમાં લઢી મરણ પામ્યો. સંગીત તેને ઘણું પ્રિય હતું. તેના કાન ઘડા જેવા હતા તે પરથી તેનું નામ કુંભકર્ણ પડયું હતું.

**અંગદ**—વાલીનો તારાથી ઉત્પન્ન થયેલો પુત્ર. તે બૃહસ્પતીનો અવતાર ગણાય છે, તેથી રાવણને સમજાવવા રામે તેને મોકલ્યો હતો પણ રાવણ માન્યો નહીં. સુગ્રીવ પછી તે ગાદીપર બેઠો હતો.

**ઇંદ્રજીત**—તેનું બીજું નામ મેઘનાદ હતું. રાવણનો તે પાટવી કુંવર હતો. તેણે ઇંદ્રને જીતી લંકામાં બાંધી આણ્યો હતો. પછી દેવો યુક્તિથી તેને છોડાવી લાવ્યા ને મેઘનાદને ઇંદ્રજીતનો ઇલ્કાબ આપ્યો. પોતાની જાતને ગુપ્ત કરી નાખવાથી શક્તિ તેણે તપ કરી શંકર કનેથી મેળવી હતી.

**ધૂમ્રાક્ષ-અકંપન**—રાવણના યોદ્ધા.

**મય**—તે પોતે રાક્ષસ હતો ને રાક્ષસોનો સુતાર હતો. તેણે રાક્ષસોને વસવા માટે આકાશમાં પવનમાં ને પૃથ્વીપર સોનાનું, રૂપાનું, ને લોઢાનું એમ ત્રણ શહેર બનાવ્યાં હતાં. જે શંકરે તેમાં રહેતા

રાક્ષસો સુદ્ધાં બાળી નાંખ્યાં હતાં. તે પરથી શંકર ત્રિપુરહર કહેવાય છે.

**શુક્ર**—અસુરોનો ગુરૂ તે મંત્રના બળથી મરેલા અસુરોને જીવતા કરી શકતો. દેવોએ આ વિદ્યા શિખવા માટે બૃહસ્પતીના પુત્ર કચને તેની કને મોકલ્યો. પણ રાક્ષસોએ કચને બે વખત મારી નાખ્યો ને બે વખત શુક્રની પુત્રી દેવયાનીના કહેવાથી શુક્રે કચને જીવતો કર્યો. ત્રીજી વખત રાક્ષસોએ કચને મારી તેની રાખ શુક્રને પીવાના દારૂમાં ભેળવી દીધી. દેવયાનીએ ત્રીજી વખત તેને જીવતો કરવા આજીજી કરી તેથી શુક્રે મંત્રવીધિ કરી તો કચ તેના પેટમાં બોલ્યો, તેથી ના છુટકે તેણે કચને તે મંત્ર શીખવાડયા. શુક્રના પેટમાંથી તે બહાર નીકળ્યો ને તેજ મંત્રના પ્રતાપે શુક્રને જીવતો કર્યો. દેવયાનીએ કચ જોડે પરણવા આગ્રહ કર્યો પણ કચે ગુરૂપુત્રી બ્હેન તરીકે ગણી ના પાડી ત્યારે દેવયાનીએ શીખેલી વિદ્યા અફળ જશે એમ શાપ દીધો. તેના બદલામાં કચે તેને કોઇ બ્રાહ્મણ નહીં પણ ક્ષત્રી પરણશે એવો શાપ દીધો. આ શુક્ર રાવણનો પણ ગુરૂ હતો ને તેને મંત્રવીધિ કરી અમર રહેવા સૂચવ્યું હતું. જે વિભીષણના જાણવામાં આવવાથી પાર પડી શકયું નહીં.

**માતલી** - ઇંદ્રનો સારથી.

**કુબેર**—વિશ્રવસ્ ઋષિના ઇડાવિડાથી ઉત્પન્ન થયેલા પુત્ર. રાવણના સાવકા ભાઇ. તે યક્ષો અને કિન્નરોના રાજા, ભંડારના ઉપરી, ને શંકરના મિત્ર છે. કૈલાસમાં રહે છે. તેને ત્રણ પગ, ફક્ત આઠજ દાંત, અને એક આંખને ઠેકાણે ફક્ત પીળો ડાઘ છે.

**કાર્તવીર્ય**—હૈહયદેશના કૃતવીર્ય રાજાનો પુત્ર. તેણે દત્તાત્રયની આરાધના કરી એક હજાર હાથ, જ્યાં ઇચ્છા થાય ત્યાં જઇ શકે તેવો સોનાનો રથ વીગેરે મેળવ્યું હતું. તેણે રાવણને કેદ કર્યો હતો. જમદગ્ની ઋષિની કામધેનુ ગાય લઇ જવાના અપરાધથી તેમના પુત્ર પરશુરામે તેને મારી નાખ્યો હતો. તેને સહસ્ત્રાર્જુન પણ કહે છે.

**સનત્કુમારો**—બ્રહ્માના ચાર પુત્રો છે.

**લવણાસુર**—મધુ રાક્ષસનો પુત્ર, તેને શત્રુઘ્ને માર્યો હતો.

**શંબૂક**—શૂદ્ર હોવા છતાં તપ કરતો હોવાથી રામે તેને માર્યો હતો.

**લવ-કુશ**—રામના પુત્રો. કુશ મોટો ને લવ નાનો. બેઉને વાલ્મીકિ ઋષિએ મોટા કર્યા હતા. કુશે કુશાવતીમાં ગાદી કરી હતી પણ થોડા વખત પછી રામના જવાથી સુની પડેલી અયોધ્યા નગરીની ગ્રામદેવતા અર્ધીરાત્રે કુશને આવી તેની ગાદી સૂર્યવંશના રાજાઓની જૂની નગરીમાં લાવવા વિનવવા લાગી. તેથી કુશે ગાદી અયોધ્યા ફેરવી હતી.

**દુર્વાસા**—અત્રિ અને અનસૂયાના પુત્ર. તે ઘણા ક્રોધી ઋષિ હતા, ને ઘણાને તેમણે શાપ દીધા હતા.



# ઐતિહાસિક સ્થળોની ટુંક નોંધ.

**બ્રહ્મલોક**—મુખ્ય લોક ત્રણ છે. સ્વર્ગ, પૃથ્વી, પાતાળ. પણ એકંદર ચૌદ છે. પૃથ્વીથી સાત ઉપરનાં ને સાત નીચેનાં. ઉપરનાં સાત ભૂ: ભુવ: સ્વ: મહ: જન: તપ: ને સત્ય અગર બ્રહ્મલોક. નીચેનાં સાત અતલ, વિતલ, સુતલ, રસાતલ, તલાતલ, મહાતલ, પાતાલ.

**કૈલાસ**—હિમાલયનું શિખર જેનાપર શંકર અને કુબેર રહે છે.

**ક્ષીરસમુદ્ર**—દુધ જેવો સફેદ સમુદ્ર. હાલનો શ્વેત સમુદ્ર. પ્રથમ ગણાતા સાત સમુદ્ર આ પ્રમાણે છે. ક્ષારોદક—હીંદી મહાસાગર. ક્ષીરોદક—શ્વેતસમુદ્ર. દધીમંદોદક—ઉત્તર મહાસાગર. ધૃતોદક—ઘી જેવો પીળો-સમુદ્ર. ઇક્ષરસોદક—શેરડીના રસ જેવો રાતો સમુદ્ર. સુરોદક—દારૂ જેવો કાળો સમુદ્ર ને શુદ્ધોદક—સ્વચ્છ પાણીવાળી સિંધુ નદી. મીઠો મેરામણ.

**મિથિલા**—વિદેહની રાજધાની. તે હાલ નેપાલમાં માધુવનની ઉત્તરમાં આવેલું જનકપુર ગામ છે. વિદેહનો મુલક મગધના નૈઋત્ય ખૂણામાં આવ્યો હતો. ને તેની હદ હાલના નેપાળ તિર્હુટનો ઉત્તરનો મુલક ને ચંપારનના અગ્નિખૂણા સુધી હતી.

**મહેન્દ્રાચલ**—મહા નદી અને ગોદાવરીની વચ્ચે આવેલો પૂર્વધાટ જે ગંજામના મૂલકને મહાનદીની ખીણોથી જૂદો પાડે છે તે.

**ગંગા**—સૂર્યવંશી ભગીરથ રાજા જે સગર રાજાના પૌત્ર થાય તેમણે તપ કરીને પોતાના સાઠ હજાર વડીલોની રાખ પવિત્ર કર-

વાને સ્વર્ગમાંથી તેને પૃથ્વીપર આણી. તેથી તે ભાગીરથી કહેવાઈ. ગંગાનો પ્રવાહ રસ્તામાં જન્હુ રાજાને યજ્ઞ કરવાની જગાપરથી વહેવાથી તેઓ ક્રોધ કરી તેને પી ગયા. પણ પછી ભગીરથે સ્તુતિ કરવાથી તેમણે પોતાના કાનમાંથી તેનો પ્રવાહ વહેતો કર્યો તેથી તે જાહ્નવી કહેવાઇ. તે હિમાલયની સૌથી મોટી પુત્રી છે. ને હિંદુસ્તાનમાં સૌથી વધારે પવિત્ર નદી ગણાય છે. તે બ્રહ્માના શાપથી પૃથ્વીપર આવી ને શાંતનુ રાજાની પહેલી સ્ત્રી થઇ. તેનાથી તેને આઠ પુત્રો થયા જેમાં ભીષ્મ સૌથી ન્હાના હતા.

**ચિત્રકૂટ**—પ્રયાગની પાસેની ટેકરી ને તેની આસપાસનો મુલક.

**સરયૂ**—અયોધ્યા પાસે વહેતી નદી.

**નંદીગ્રામ**—રામના વનવાસ સુધી જ્યાં ભરત રહ્યા હતા તે ગામ.

**દંડકારણ્ય**—નર્મદા અને ગોદાવરીની વચેનો મુલક. રામાવતાર વખતે તે ઠેકાણે જંગલજ હતું.

**પુષ્કરિણી**—નદીનું નામ છે.

**પંચવટી**—નાશીકથી બે માઇલ આવેલું સ્થળ. ત્યાં પીપળો, બીલી, વડ, અશોક અને આમળાંનું ઝાડ એ પ્રમાણે પાંચ ઝાડ આવેલાં હતાં.

**જનસ્થાન**--પંચવટીને લગતોજ આસપાસનો મુલક.

**ગૌતમી ગંગા**—ગોદાવરી નદીનું નામ છે. ગૌતમ ઋષિએ તે ઉત્પન્ન કરી હતી તે પરથી તેનું નામ ગૌતમી પડયું છે.

**લંકા**—સીલોનનો આખો ટાપુ ને તેની અંદરના મુખ્ય શહેરને પણ લંકા કહે છે. તે રાવણની રાજધાની હતી. પ્રથમ માલ્યવાને

તપ કરી પોતાને રહેવા બ્રહ્મા કને લંકા બનાવરાવી ને ત્યાં પોતાના ભાઇઓ સાથે કેટલોક વખત રહ્યો જે પછી તે ત્યજી ચાલ્યો ગયો. પછી કુબેર આવી ત્યાં રહ્યા. પણ તેમને રાવણે જ્યારે કાઢી મુકયા ત્યારે માલ્યવાન પાછો સહકુટુંબ ત્યાં આવ્યો. તે રાવણનો મામો થાય.

**ઋષ્યમૂક**—પંપા કનેનો પર્વત જ્યાં રામ સુગ્રીવ સાથે થોડો વખત રહ્યા હતા.

**કિષ્કિંધા**—વાલી અને સુગ્રીવની રાજધાની ને તેની આસપાસનો મુલક.

**પંપા**—હાલ જેને પનીર નદી કહે છે તેજ પ્રથમ સરોવર હતું. તેની પાસે ઋષ્યમૂક પર્વત છે. નદી સરોવરમાંથીજ નીકળે છે. ખાસ કરીને ઉત્તર ભાગ ચંદ્રદુર્ગના મધ્યમાં આવેલા પથ્થરના તળાવમાં છે. આ ભાગજ મૂળ પંપા હતો. પછી નામ તળાવને મુકી દઇ તેમાંથી નદી નીકળી તેને લગાડાયું.

**પ્રસ્રવણ**—જનસ્થાનમાં આવેલો નીલગીરી પર્વત.

**વિંધ્ય**—ઉત્તર હિંદુસ્તાનને દક્ષિણથી જૂદો પાડતો મહા પર્વત. તે મેરૂ પર્વત જોડે સરસાઇ કરી ઉંચો વધવા મંડયો. જેથી સૂર્ય-ચંદ્રની ગતિને અડચણ આવવા લાગી. તેથી દેવોએ તેના ગુરૂ અગસ્ત્ય ઋષિને તેની પાસે મોકલ્યા. તેગણે તેની કનેથી માગી લીધું કે તેમને દક્ષિણમાં જવા તેણે નીચા પડી માર્ગ આપવો ને જ્યાં સુધી તે પાછા આવે ત્યાં સુધી નીચાજ રહેવું. વિંધ્ય નીચો પડયો. અગસ્ત્ય ઋષિ દક્ષિણમાં ગયા. પણ પાછા ફર્યાજ નહીં. તેથી વિંધ્ય ઉંચે વધતો અટકયો. આપરથી ખોટા વાયદાને "અગસ્ત્યના વાયદા" કહેવાય છે.

**ત્રિકુટગિરિ**—જે પર્વતપર લંકા આવી છે તે પર્વતનું નામ.

**રામેશ્વર**—રામે લંકાપર ચઢાઇ કરતાં અગાઉ સ્થાપેલા શંકર. હિંદુસ્તાનના બાર જ્યોતિર્લિંગ પૈકીનું તે એક છે.

**અલકા**—કુબેરની, યક્ષોના રાજાની રાજધાની. તે હીમાલયના મેરૂ શિખરથી પણ ઉંચેના શિખરપર છે. ત્યાં શંકર પણ રહેછે.

**શ્વેતદ્વીપ**—ચોકસ જણાયું નથી, પણ ઘણું કરી હાલનો સૈએરીયાનો મુલક છે.

**મેરૂ**—એક કાલ્પનિક પર્વત. જેની આસપાસ બધા દ્વીપ આવેલા છે ને તે બધાનું મધ્યબીંદુ છે. વળી તે સોનાનો બનેલો છે એમ કહેવાય છે.

**કુશાવતી**—વિંધ્યની તળેટીમાં આવી. તે ઘણું કરી બુંદેલખંડનું હાલનું રામનગર છે. તેને કુશસ્થલી પણ કહે છે. રામના પુત્ર કુશની તે રાજધાની હતી.

**શરવતી**—શરાવતી, શ્રવસ્તી, એવાં તેનાં બીજાં નામ છે. બુદ્ધના વખતમાં તે અયોધ્યાની રાજધાની હતી. લવે તેની રાજધાની કરી હતી.

**વિદિશા**—દર્શાર્ણા દેશની રાજધાની. દર્શાણા એટલે માલવાનો પૂર્વ ભાગ. વિદિશા તે હાલનું વેત્રવતી અગર બતવા નદીપર આવેલું ભીલસા નગર છે.

**સિંધુદેશ**—સિંધુ નદીની ઉત્તરનો મુલક.

**તક્ષશીલા**—સિંધુ નદીની પૂર્વમાં આવી. અલેકઝાન્ડરે તેનું નામ તક્ષીલા પાડયું હતું.

**પુષ્કલાવતી**—સિંધુ નદીની પશ્ચિમમાં આવી.

# શબ્દાર્થ.

## बालकाण्ड.

ઉદધિ–સમુદ્ર.
સતત–હમેશાં.
અવિચળ–ફરે નહીં તેવું.
કરાળું–ઉગ્ર, ભયંકર.
પ્રણમી–નમી.
ઉત્થાન–સામા ઉઠી માન આપવું તે.
અર્ધ્યપાદ–પાણી, દૂધ, કુશ, દહીં, ઘી ચોખા યવ ને સરસવ એ આઠ ચીજો એકઠી કરી તે વડે પૂજા કરવી તે.
પામર–ક્ષુદ્ર, ગરીબ.
અજ–બ્રહ્મા.
ધવલ–બરફને લીધે સફેદ.
ત્રિપુરહર, ત્રિનેત્ર –શંકર
અતીત–જેને તે જોડે સંબંધ નથી તેવા, નિરાળા, પર.
નિયંતા–નિયમમાં રાખનારા, પાળનારા.
અનાદિ–જેને આદિ નથી તેવા પુરાણા. જેને જન્મ મરણ નથી તેવા.
નારાયણ–વિષ્ણુ.
સુરસદન–દેવોને રહેવાનું ઠેકાણું સ્વર્ગ.
ભૂ–પૃથ્વી.
કનક–સોનું.
રૂચિર–પ્રકાશતી.
સૌમ્ય–ખુશકારક.
ગુણગ્રામી–ગુણોને રહેવાનું ઠેકાણું હોય તેવા. સદ્‌ગુણમય.
મુરારિ–મુર નામના રાક્ષસના શત્રુ કૃષ્ણ. અહિં વિષ્ણુ અર્થમાંછે.
સુર–દેવો.
ચાર આયુધ–શંખ ચક્ર ગદા પદ્મ.
ભુજગ–સાપ.
મેઘગંભીર–વરસાદની ગર્જના જેવી ગંભીર.
પુત્રપૌલસ્ત્ય–પુલસ્ત્ય ઋષિના વિ-

શ્રવસ્ ઋષિ થયા. તેને ઇંદ્રાવિદ્રા નામની સ્ત્રીથી કુબેર ને કૈકસીથી રાવણ વીગેરે થયા.
મર્ત્યભૂમિ–પૃથ્વી.
વિરંચી–બ્રહ્મા.
ધરિત્રી–પૃથ્વી.
અંતર્ધાન–રૂપ સમાવી દેવું તે.
રમ્ય–સુંદર.
પુત્રકામેષ્ટિ–જેથી પુત્ર મેળવાય તેવો.
ક્રતુ, મખ–યજ્ઞ
દિવ્ય–અલૌકિક.
ઉદર–પેટ.
જાતકર્મ–સોળ સંસ્કાર પૈકીનો જન્મ વખતે કરાતો સંસ્કાર.
ઉપવીત–જનોઇ.
નિદાન–કારણ.
દમતા–દુઃખ આપતા.
ખસુસ–જરૂર.
શર–બાણ.
રૂધિર–લોહી.
વમતો–ઉલટી કરતો.
અનુચર–નોકર.
શુન્ય–ઉજડ.
આવાસ–રહેઠાણ.
શીલા–પથ્થર.
વિજન–ઉજડ.
કુડથી–કપટથી. ઋષિનું રૂપ ધરીને.
ભગ–યોનિ.
સ્પર્શ્યે–સ્પર્શ થવાથી.
નાવિક–ખારવો.
પ્રક્ષાલવા–ધોવા.
માનુષીકરણ ચૂર્ણ–તેને જે અડે તે માણસજ થઇ જાય. રામના ચરણ સ્પર્શથી પથ્થરમાંથી મનુષ્યરૂપ અહલ્યા ઉત્પન્ન થઇ તે માટે કહે છે.
કાર્મુક–ધનુષ.
તદપિ–તોપણ.
કોદંડ–ધનુષ.
પણછ–દોરી.
પ્રચંડ–મોટું.
કૃતકૃત્ય–જેનું કાર્ય પૂર્ણ થયું છે તેવો. ફરજમાંથી મુક્ત થયેલ.
વંદીને–પ્રણામ કરીને.
તિમિર–અંધારૂં.

સમીપ-નજીક.
શૌર્યનું-બળનું. શુરાતનનું.
ગુણુ-પણુછ.
ચાપ-ધનુષ.
પાણી-હાથ.
કુટિલા-બદલાતી. એક સરખી ન રહે તેવી.
ભુવન-મહેલ.
વધૂ-વહુ.

## अयोध्याकाण्ड.

અનેરી-કોઇ નવિન જાતની.
સાહિત્ય-સામગ્રી.
પાઠવે-મોકલે.
વૈખરી-વાણીની દેવી.
તોલ-ભારબોજ
કુટિલ-દુષ્ટ
મલિન-મેલાં
ક્રોધાગાર-રીસાઇ જઇને રહેવાનું ઘર.
નિશ્ચેષ્ટ-હાલે ચાલે નહીં તેમ.
રજની-રાત્રિ
ભાનુ-સૂર્ય
વૃત્તાંત-હકીકત.
પ્રમાણી-કબુલ રાખી.
શસ્ત્રાસ્ત્ર-શસ્ત્ર. અસ્ત્ર.
શસ્ત્ર-હથીયાર. તરવાર. છરી વીગેરે.
અસ્ત્ર-ફેંકવાનું સાધન. બાણુ વીગેરે.
વીધિ-ભાગ્યદેવી.
વનચીર-ઝાડની છાલનાં બનાવેલાં કપડાં.
તાત-બાપ પુત્રને કહી શકે, ને પુત્ર બાપને પણુ કહી શકે.
અશ્રુ-આંસુ.
અધીર-અધીરાં
કિરાત-ભીલ્લ.
પર્ણશાળા / પર્ણકુટી. } ઝાડનાં ડાળાં પાંદડાં ઢાંકી બનાવેલી મઢુલી
અથઇતિ-પહેલેથી છેલ્લે સુધી
તટ-કીનારો.
તૃષિત-તરસ્યા.
દ્વિજ-જેનો બે વખત જન્મ છે તે. એક માના ઉદરથી જન્મ, ને બીજો ઉપવીત આપ્યા

પછી; એ રીતે ગણતાં બ્રાહ્મણ ક્ષત્રી ને વૈશ્ય ત્રણે દ્વિજ ગણાય. પણ આંહી બ્રાહ્મણ ગણ્યો છે.

તનય–પુત્ર.

જનક–બાપ.

જનની–મા.

દૃગ–આંખ.

વિહિન–વગરનાં

મૃત–મરેલો

ઘટ–ઘડો

મૂઢ–જેની બુદ્ધિ મુંજાઇ ગઇ છે તેવો

પગરવ–ચાલવાથી પગનો થતો ખખડાટ

દ્રવતું–પીગળતું.

અનુગ્રહ–કૃપા

અશનિ–વજ્ર.

અવસાન–અંત, મરણ.

અંત્યેષ્ટિ–ઉત્તર ક્રીયા.

મૃગયાલુબ્ધ–મૃગયા કરવામાં લચી-પચી ગયેલ.

આર્ય–વડીલને સંબોધવા વપરાય છે.

ઘટના–બનાવ.

ભવિષ્ય–મરણ.

પાદુકા–ખડાઓ. ચાંખડીયો

વલ્કલ–વનચીર.

## અરણ્યકાણ્ડ.

આતિથ્ય–પરોણાગત.

અંગરાગ–શરીરપર ચોપડવાનો સુગંધીદાર લેપ.

વદન–મોઢું

વિકાશી–ઉઘાડી

વિદ્યાધર–સ્વર્ગમાં વસનારી એક જાત છે.

પારાવાર–ઘણો.

અક્ષય–ખૂટે નહીં તેવા.

ગૃધ્રરાજ–ગીધ પક્ષીઓનો રાજા.

હરીયાળી–લીલીછમ.

સમિધ–યજ્ઞમાં બાળવાનાં લાકડાં.

જગપાવની–જગતને પવિત્ર કરનારી

યુગલ–જોડાં.

ચક્રવાક–એ પક્ષી માટે એમ કહેવાય છે કે તેનું નરમાદાનું જોડું આખો દિવસ જોડે રહે પણ રાત્રે જૂદાં પડે છે.

રાજર્ષિ–રાજા છતાં ઋષિ જેવા

દોહ્યલા—દીલગીરી ભર્યા.
અધીશ્વર—મોટા પ્રભુ.
વિભુ—પ્રભુ.
પરખી—સમજી.
અનુજે—લક્ષ્મણે.
ધ્વનિ—અવાજ.
ગવ્હર—ગુફા.
અસુરાધીપ—રાક્ષસોનો રાજા રાવણ.
સ્વચ્છંદ—બેફીકરપણે.
સુવર્ણમૃગ—સોનાનો મૃગ. કહેછે કે તે મૃગને બે મોંઢા ને સોનાના જેવી ચળકતી ચામડી હતી.
હેમ—સોનું.
કુરંગ—મૃગ.
દુહિતા—પુત્રી.
અનલ—અગ્નિ.
પ્રતિકૃતિ—છબી.
વિચરતો—ફરતો.
અનિષ્ટ—ખરાબ.
ભાવિ—ભવિષ્ય.
દાનવેન્દ્ર—રાવણ.
તાપસ—યોગી.
દિક્પાળ—આઠ છે. ઐરાવત, પુંડરીક, વામન, કુમુદ, અંજન, પુષ્પદત સાર્વભૌમ, સુપ્રતીક.
નિસ્તબ્ધ—સ્થીર.
અશોક—જ્યાં શોક ન થાય તેવું સ્થળ, લંકાનો બાગ.
શબ્રી—શબરી.
સાધજો—કરજો.
કાર્યસિદ્ધિ—કામમાં ફત્તેહ.

## किष्किंधाकाण्ड.

સર—તળાવ.
પ્રકાશ્યું—પ્રકટ કર્યું.
કપિઇશ—સુગ્રીવ.
આપવીતિ—પોતાને માથે પડેલું દુઃખ.
ભીતિ—બીક.
ભામિની—સ્ત્રી.
અલંકાર, આભૂષણો } ઘરેણાં.
નિહાળી—જોઇ.
ખાળી—અટકાવી.
અન્યોઅન્ય—પરસ્પર.
વાસભૂમિ—રહેવાનું સ્થળ.
સહોદર—ભાઇ. સહ + ઉદર.

પ્રતીક્ષા-વાટ જોવી તે.
નિધન-મરણ.
હૃદે-હૃદય પર.
ધનુધારી-ધનુષ જેમણે ધારણ કરેલું છે તેવા.
પરલોક-બીજી દુનિયા. સ્વર્ગ.
ધરણી-પૃથ્વી.
આશ્વાસન-ધૈર્ય.
વર્ષાઋતુ-ચોમાસું.
ઘનઘોર-ભયંકર વરસાદ.
શોકાશ્રુ-આંસુ ઉનાં હોય છે. ને ઉનાળામાં તપી રહેલા પર્વત પરથી પ્રથમ વરસાદનાં પાણીનાં ટીપાં પણ ગરમ થઇ નીચે પડે છે. તેથી જાણે તે પણ રામને જોઇ શોકનાં આંસુ પાડતો હોય નહીં !
વિવર-ગુફા.
યોગિની-હંસા યોગિની.
હરિ-વાનરા.
જટાયુનો ભાઇ-સંપાતિ.
સલિલ-પાણી.
અંજલિ-ખોબો.
પક્ષહીણ-પાંખવગર.
મિલન-સમાગમ.
જલનિધિ-સમુદ્ર.

## સુંદરકાણ્ડ.

સો યોજન-આજના હિસાબે ૪૦૦ ગાઉ. હાલ હીંદુસ્તાનના કિનારાથી લંકા માત્ર થોડી જ છેટે છે. પણ રામના વખતમાં તે વધારે દૂર હોય તો તેમાં અસંભવિત જેવું નથી.
જવ-જ્યારે.
તવ-ત્યારે.
પુંગવ-શ્રેષ્ઠ. મોટા. જેમકે નરપુંગવ, મુનિ પુંગવ.
મુદ્રિકા-અંગુઠી.
ગહન-વિકટ, ગુંચવણવાળો.
સરસાઇ-સ્પર્ધાસ્પર્ધી.
સુક્ષ્મ-ન્હાનું.
આવેગથી-જુસ્સાથી.
રત્નાકર-સમુદ્ર.
વટાવીને-ઓળંગીને.
પુર-શહેર.

શિંશપ-શિશમ.
તરૂ-ઝાડ.
નીશાચરી-રાક્ષસી.
એકવેણી-સેંથી પાડયા વગર ઓળેલા વાળ.
કામિની-સ્ત્રી.
અસિ-તરવાર.
વેળ-વખત.
મથે છે-પ્રયત્ન કરે છે.
વૃદ્ધા-ઘરડી ડોશી.
દુઃખદા-દુઃખદાયક.
પાદપ-ઝાડ.
કથતું-વર્ણવતું.
પ્રતીતિ-ખાત્રી.
ચક્ષુ-આંખો.
પ્લવંગ, પ્લવંગમ } -વાનરા.
અન્વેષણ-શોધ.
પટ્ટ-લુગડાં.
મધૂ-મધ.
રક્ષક-રખેવાળ.
અભિજ્ઞાન-નિશાની.

## युद्धकाण्ड.

પ્રતિ-તરફ.
પ્રયાણ-કુચ. ગમન. જવું તે.
તત્કાળ-તુર્ત.
વિસ્તીર્ણ-વિશાળો. મોટો.
અગ્રણી-નાયક. અગ્રેસર.
સેતુ-પાળ.
શિવ-સેતબિંદુ રામેશ્વર.
કનક-સોનું.
પરીખ-ખાઇ.
ગઢ-કોટ. કીલ્લો.
ગગનચુંબી-આકાશને અડે તેટલા ઉંચા.
કૃત્ય=કામ.
સહે-સાથ.
અખિલ-સઘળી.
સૃષ્ટિ-જગત.
ત્રણભુવન-સ્વર્ગ, મૃત્યુ, પાતાળ.
અરિપક્ષપાતી-શત્રુનો પક્ષપાત કરનાર.
અભયદાન-બીક ન રાખવાનું વચન.
સંધિ-સલાહ.

દુષ્ટબુદ્ધિ–જેની બુદ્ધિ દુષ્ટ થઈ ગઇ છે તે.
વાલીતનય--અંગદ.
માની–માનને ઇચ્છનારો. અભિમાની.
વિષ્ટિ–પંચાત.
અધીપ–ઉપરી. માલીક.
તુમુલ–કટેકટનું. નબરૂં.
સુગમ–ઠીક.
ભટો–યોદ્ધાઓ.
કાયને–શરીરને.
ઉપરી–ઉપર.
વિવશ–બેહોશ. બેભાન.
નાગપાશ–એ એક જાતનું બંધન છે. નાગ શરીરે વીંટળાઇ જઇ બાંધી લે છે. તેવુંજ બ્રહ્મપાશ.
મૂર્છના–મૂર્છા.
ભ્રાંતિ–ભ્રમ.
માનુષી–માણસના જેવું.
શક્તિ–એક જાતનું અસ્ત્ર છે.
પુરતઃ–આગળ.
મુષ્ટિ–મુઠી. ગડદો.
સ્કંધે–ખાંધે.
સખા, બાંધવ–ભાઇ.
સ્વજન–આપ્તજન, સગાંવહાલાં.
ગૃહિણી–સ્ત્રી.
વદવાં–બોલવું તે.
મહત્વાકાંક્ષી–મોટાઇને ઇચ્છનારા.
મૃતસંજીવની–મરેલાને જીવાડે તે.
ઔષિધી–દવા.
સકળ–બધા.
વિમાસી–પસ્તાઇ.
અતુલ–જેની તુલના ન થઇ શકે તેવું.
સુબોધ–સારી શિખામણ.
અકારણે–કાંઈ પણ કારણ વગર.
ફીટકાર–તિરસ્કાર.
અસહ્ય–સહન ન કરી શકાય તેવા.
પદદ્વય–બે પગ.
વિદાર્યા–કાપ્યા.
શિર, શિર્ષ–માથું.
કુસુમ–ફુલ.
વૃષ્ટિ–વરસાદ.
યુવરાજ–પાટવી કુંવર.
રાવણિ–રાવણનો પુત્ર, ઇંદ્રજીત.
અહોરાત્ર–રાત દિવસ.

નિમગ્ન–મશગુલ.
હવન–યજ્ઞ.
સરિખડા–સરખા.
દાદી–બાપની મા.
હીણું–હલકું.
રવિ–સૂર્ય.
કારમી–હૃદયભેદક.
સચીવ–પ્રધાન.
સમરભૂમિ–રણક્ષેત્ર.
રણવાટ–યુદ્ધમાં જવાનો રસ્તો.
વીરહાક–યોદ્ધાઓના હોકારા.
ચતુરંગી–જેમાં હાથીઓ રથો પ્યાદલ ને ઘોડેસ્વારનું લશ્કર છે તેવું.
નીર–પાણી.
હય–ઘોડા.
ગજ–હાથી.
બધિરતા–બ્હેરાશ.
ઓઘ–લોઢ, નદીમાં પૂર આવે ત્યારે લોઢ આવે છે તે.
યક્ષ–કુબેરની તીજોરી ને બાગ સાચવનારી એક જાત.
કિન્નર–શરીર માણસના જેવું ને મોઢું ઘોડા જેવું એવી કુબેરની તહેનાતમાં રહેનારી એક જાત.
વિફલ–નિષ્ફળ.
વિજેતા–જીત મેળવનાર.
દુંદુભી–નગારાં.
અપ્સરા–ઇંદ્ર આગળ નાચનારીઓ
તપસ્વી–તપ કરનારો.
દુરાચારી–ખરાબ ચાલચલગતનો.
દુષ્ટાત્મા–જેનો આત્મા ખરાબ થયો છે તેવો.
લોહ–લોઢું.
પારસ–મણિની એક જાત છે. તેને જે કાંઇ અડે તે સોનુંજ થઇ જાય છે.
દાનવ–રાક્ષસ.
સાત્વિકી } –પ્રકૃતિનાં નામ છે
તામસી }
રાજસી મળી એકંદર ત્રણ છે.
અનેકાનેક–અસંખ્ય.
કષ્ટો–દુઃખો.
કસોટી–સોનું કસવાની હોય છે તે. અહીં પરીક્ષા.

ફસાઇને–પસાર થઇને.

શુદ્ધ–સ્વચ્છ.

માડીજાયો–પોતાની સગી માથી ઉત્પન્ન થયેલો, ભાઇ.

આક્રંદ–વિલાપ

પુનર્લગ્ન–ફરીથી લગ્ન.

અગ્નિશુદ્ધિ-અગ્નિમાં સિદ્ધ કરાયેલી પવિત્રતા.

વધ–નાશ.

સન્માની–માન આપીને.

કોલાહલ–ગરબડ.

નયને–આંખે.

મૌન–ચુપકી.

શીદ–શા માટે.(કાઠીયાવાડી શબ્દ છે)

પ્રત્યય–ખાત્રી.

પ્રજવાળ્યો–સળગાવ્યો.

યજ્ઞજા–યજ્ઞમાંથી ઉત્પન્ન થયેલી. સીતા યજ્ઞ માટે ભોંય ખેડતાં નીકળ્યાં હતાં તે પરથી.

રક્ષજે–રક્ષણ કરજે.

દેહ–શરીર.

અભિનંદન–પ્રોત્સાહન.

પીયૂષ–અમૃત.

સુવર્ણ–જેનો વર્ણ સુંદર છે તે. સોનું.

પુષ્પક–કુબેરનું વિમાન.

યાન–જવાનું સાધન, અહીં વિમાન.

ગમન–જવું તે.

ગગનપથ–આકાશમાર્ગ.

પુનિત–પવિત્ર.

વિપ્ર–બ્રાહ્મણ.

હૃદાં–હૃદય.

ભેટયા–મળ્યા.

ગદગદ–ગળગળા.

મંગળસ્નાન–પવિત્ર સ્નાન વિધિ.

વિભૂષણ–અલંકારો, આભૂષણ.

નરદેહ–મનુષ્યનો દેહ.

પ્રમુદિત–ખુશી.

સ્મરી–સંભારી.

## उत्तरकाण्ड.

આદિથી–પ્રથમથી.

કૃતયુગ–સત્યયુગ. યુગ ચાર છે, સત્ય, ત્રેતા, દ્વાપર ને કલિ.

વિત્તેશ, ધનેશ – ધનનો ઉપરી. ભંડારી. ખજાનચી. કુબેર ભંડારી કહેવાય છે.

પ્રજાપતિ } -બ્રહ્મા.
વિરંચી }
દ્યે-આપે.
અમરત્વ-કદી મોત ન આવે તે.
કનિષ્ઠ-સૌથી નાનો. વિભીષણ.
વીણુ કહ્યે-વગર માગ્યે.
મર્ત્ય-માણુસ.
પ્રેમદા-સ્ત્રી.
દૈવયોગથી-ઇશ્વર ઇચ્છાથી,અચાનક
ભૂપૃષ્ટે-પૃથ્વી પર.
ઉદ્દ્ભવ્યો-ઉત્પન્ન થયો.
નિજાકૃતિ-પોતાના જેવા શરીરવાળો.
શતકૃતુ-જેણે સો યજ્ઞ કર્યા છે તે. ઇન્દ્ર.
મદનાતુરે-કામાંધ.
વાલદેશ-વાળમાં.
શુક્ર-વીર્ય.
ગ્રીવા-ડોક.
અદ્યાપિ-હજુ સુધી.
અનધિકારી-આધકાર જેને નથી તેવો, શૂદ્ર.
આદર્યું-શરૂ કર્યું.
તરૂ-ઝાડ.
સુખવર્ધિની-સુખ વધારનારી.
પતિભક્તિપરા-સ્વામીની સેવામાં મશગુલ.
જલદ-મેઘ.
કાળે-વખતસર. તેની ઋતુમાં.
અકાલિન-વખત વગરનું, અકાળ.
નિરત-ચુસ્ત.
અનૃત-જુઠું.
જનાપવાદ-લોકોએ આપેલો અપવાદ.
કતિપય-કેટલાક.
રઘુકુલમણિ-રામ.
સ્નીગ્ધ-સ્નેહભર્યું.
પાંડુરવર્ણ-જરા સફેદવર્ણનું, સીમંત હોવાથી.
અભિલાષા-ઇચ્છા.
દોહદ-સગર્ભા સ્ત્રીને ઇચ્છા થાય તે.
પરિચારક-નોકર.
જનચર્ચા-લોકોમાં ચાલતી વાતચીત
દુઃખકરા-દુઃખ કરનારી.
પરા-મોટી.
તર્કપરંપરા-એક પછી બીજો તર્ક.
પદ-આશ્રમ.
નૃપતિ-રાજા.

જનરંજન-પ્રજાને ખુશ કરવી તે.
અંક-લેખ.
નિવૃત્ત-છુટા, ફારગત.
પ્રસૂતિ-સુવાવડ.
જન્માંતર-બીજા જન્મમાં.
ઉચાટ-ફીકર, ચિન્તા.
તાપસી-ઋષિપત્ની.
યથાવીધિ-વીધિ પ્રમાણે.
આગતસ્વાગતા-પરોણાગત.
આગતાસ્વાગતા.
અશ્વમેધ-ઘોડો જેમાં હોમાય છે તેવો યજ્ઞ. ચક્રવર્તિ રાજા કરે છે તે. જેને અશ્વમેધ યજ્ઞ કરવો હોય તે ઘોડાને છુટો મુકી દે, ને તેના રક્ષણ માટે પાછળ સૈન્ય મોકલે. તે ઘોડો મરજી માફક બધા દેશમાં ફરતો ફરતો ઘેર પાછો આવે એટલે મંત્રવીધિ પ્રમાણે યજ્ઞમાં તેનું પ્રત્યેક અંગ હોમે છે. ઘોડો ફરતો હોય ત્યારે જે રાજાને તે રાજાનું ઉપરી પણું માન્ય ન રાખવું હોય તે તે ઘોડાને બાંધી લે છે. પછી તેના રક્ષણ માટે રાખેલું સૈન્ય તેની જોડે લઢી તેને જીતી ખંડણી લે છે. એમ બધા રાજા જ્યારે તાબે થાય ત્યારેજ સાર્વભૌમ રાજા અશ્વમેધ યજ્ઞ કરી શકે.
સાર્વભૌમ-ચક્રવર્તિ.
એકાકી-એકલા.
બાધ-હરકત.
સોનાની મૂર્તિ-સીતાને બદલે તેમના નામની સોનાની મૂર્તિ બનાવી હતી.
મૃદુ-પોચું,
કઠોર-કઠણ.
મેધાશ્વ-યજ્ઞનો ઘોડો.
તંત્રી-વીણા.
ગ્રહી-પકડી.
કૃતિ-બનાવટ. અહીં રામાયણ.
આદિકવિ-વાલ્મીકી સૌથી પ્રથમના કવિ ગણાય છે. કારણ કે બ્રહ્માએ તેમને છંદોબદ્ધ ભાષામાં કવિતા કરવા પ્રેરણા કરી

હતી ને તેમણે પારધીને કૌંચને મારતાં જોઇ એક અનુષ્ટુપ બોલી કાવ્યની શરૂઆત કરીછે.
અર્ભકો-બાલકો.
પ્રભુપદે-રામના ચરણમાં.
રંધ્ર-ભોંયરૂં. ખાડો.
અંકે-ખોળામાં.
સહી-જરૂર.
આટોપી-પૂર્ણ કરી.
આગન્તુકો-આવેલા મેમાનો.
નિર્ગમે-ગાળે.
ક્રમશઃ-એક પછી એક.
સંચરે-જાય.
દ્વારે-બારણે.
પુણ્ય-પવિત્ર.
સ્વર્ગારોહણ-સ્વર્ગમાં જવું તે.
અનુગમન-સહગમન પાછળ જવુંતે
નાદો-અવાજો.



## વસ્તીપત્રક માટે મળેલા અભિપ્રાયોમાંના કેટલાક.

વસ્તીપત્રકના વિષયમાં આપે લીધેલા શ્રમને માટે મને ઘણોજ સંતોષ થાય છે. આપ સ્વજ્ઞાતિ હિતના કાર્યમાં ઘણાં વર્ષો થયાં સતત ઉદ્યોગ કરો છો તેને માટે મારૂં હૃદય આપને ધન્યવાદ આપે એ સ્વાભાવિક છે.

**શાસ્ત્રી હાથીભાઈ હરિશંકર,-જામનગર**

**संज्ञा गोत्रावटंक स्थिति कृति चरित ख्याति संख्या प्रतिष्ठा**
**विद्या शिक्षा समृद्धि प्रभृति समुचितं यन्निजज्ञातिजानाम् ॥**
**यस्यां सुप्तैश्चिरं वः किमपि न विदितं सानिशाऽसीत्समाप्ता**
**संजातं सुप्रभातं सपदि समुदितो मोढ मार्तण्ड एषः ॥**

પોતાની જ્ઞાતિજનોને યોગ્ય નામ, ગોત્ર, અટક, નિવાસસ્થાન, આચરણ, વર્તણુક, કીર્તિ, સંખ્યા, પ્રતિષ્ઠા, જ્ઞાન, કેળવણી, સમૃદ્ધિ ઇત્યાદિ જે કાંઇ (અજ્ઞાનરૂપી) રાત્રિમાં આપણે લાંબો કાળ સુવાથી જાણતા નહોતા તે (રાત્રિ) પૂર્ણ થઇ છે અને રમણીય પ્રભાત થયું છે (કારણ કે ઉપરોક્ત સર્વ બાબતો આપણને જણાવતો) આ **મોઢ માર્તંડ** એકદમ ઉદય પામ્યો છે.

**સ્વ. જાની નિર્ભયરામ રણછોડજી-ભાવનગર**

---

વસ્તીપત્રક રચવામાં આપે બહુ શ્રમ લીધેલો જણાય છે. અમે તો વર્ષોથી બુમો પાડીએ છીએ પણ જ્યારે થાય ત્યારે ખરૂં.

**ગણપતરામ અનુપરામ, ત્રવાડી-સુરત**

પાઠકનો આ પ્રયાસ માનભર્યો છે. જ્ઞાતિના તર્કોનો ખુલાસો પ્રસ્તાવનામાં કર્યો છે. તે દરેક જ્ઞાતિને મનન કરવા યોગ્ય છે. અલબત્ત વસ્તીપત્રક કરવું એ કાંઇ લાડવા ખાવાના નથી પણ મહીનાઓ વેર તેની પાછળ ખંત અને મહેનત લેવાથી પરિણામ જયમાંજ આવે છે. અને એ ખરી જ્ઞાતિસેવાની કસોટી છે.

**જામેજમશેદ તા૦ ૧૪-૨-૧૪**

હું નહોતો ધારતો કે આમાં આટલીબધી બાબતોનો સમાવેશ કરવામાં આવશે. આવા પુસ્તકની ખાસ જરૂર હતી. આ પુસ્તક અજાણ્યાને ભોમીયા રૂપ થઇ પડે છે. આ પુસ્તક આપણી જ્ઞાતિના દરેક ઘરમાં ટેકસ્ટબુક તરીકે વપરાશે.

**ત્રવાડી કહાનજી પુરૂષોત્તમ, અમૃતસર.**

---

કાર્ય બન્યાપછી, રસ્તામાંથી અજ્ઞાનરૂપી ઝાડી દુર થયા પછી ચાલનારા ઘણા મળશે પરંતુ ગાઢ અજ્ઞાન તિમિરને હઠાવવા આપનોજ આ પહેલો વહેલો સ્તુત્ય પ્રયાસ છે.

**ત્રવાડી ભાનુશંકર નરભેરામ, બનારસ.**

---

ભવિષ્યનાં અનેક શુભકાર્યોના આરંભસ્થાનનું પ્રથમ પગથીયું સચોટ રચાયું છે.

**ત્રવાડી મહાશંકર દેવશંકર.**

આ ઉપરાંત જ્ઞાતિના ઘણા આગેવાનોના ઉત્તમ અભિપ્રાયો મળેલા છે.

# શ્રી કુંભનાથના શિવાલય માટે મળેલા અભિપ્રાયોમાંના કેટલાક.

---

તમારૂં નાનકડું કાવ્ય વાંચી આનંદ થયો છે. કવિતા સરળ અને રમ્ય છે. ભક્ત જમને પુસ્તક અતિ પ્રિય થઇ પડશે.

**કમળાશંકર પ્રાણશંકર ત્રિવેદી–સુરત.** તા. ૮–૭–૧૧.

---

આપની શોધકવૃત્તિ ખરેખર ધન્યવાદને પાત્ર છે. આપના આ પુસ્તકમાંની કવિતા આપનામાં રહેલી નૈસર્ગિક કવિતાશક્તિને દાખવનારી છે. ભાષા મનોહર શુદ્ધ અને વેગવતી હોઇને આપે દેશપ્રીતિ પ્રદર્શિત કરવામાં આપનું હૃદય પ્રકટ કરી દીધેલું છે.

**જયસુખરાય પુરૂષોતમરાય જોશીપુરા, પાટણ,** તા. ૬–૭–૧૬

---

કવિતાની ભાષા સરળ અને જુસ્સાદાર છે. વર્ણનો સારાં રસ પડે એવાં છે અને છંદોની પસંદગી પણ ઠીક કરેલી છે.

**મોહનલાલ પાર્વતીશંકર દવે–સુરત.** તા. ૬–૭–૧૬

---

પુસ્તક વાંચી જોતાં જણાય છે કે આપની કવિત્વ શક્તિ ઉંચા પ્રકારની છે તેને લઇને આપ સરલ ભાષામાં સ્વાભાવિક ઉદ્ગારો કાઢી શકયા છો. આપનો શ્રમ સફળ થાઓ એમ ઇચ્છુછું.

**છગનલાલ હરિલાલ પંડયા, જુનાગઢ,** તા. ૯-૭-૧૬

---

તમારી કવિતામાં રસ છે, સરલતા છે ને ધાર્મિકવૃત્તિવાળા વાચકને શુદ્ધ આનંદ મળે એવાં વર્ણનો છે.

**અતિસુખશંકર કમળાશંકર ત્રિવેદી-વડોદરા** તા. ૨૪-૭-૧૬

---

ભાષા તેમજ રચના ઘણાં સારાં છે. રસ ઉતમ રીતે જળવાઇ રહ્યો છે. આવાં પુસ્તકો બાળકોના વાંચવામાં આવવાથી તેમનાંમાં સ્વદેશપ્રીતિ ને ભક્તિભાવ જળવાઇ રહેશે.

**ઠાકોરદાસ રણછોડદાસ પંડયા-પાટણ.** તા.૧૩-૭-૧૬

---

ભક્તિના ભાવોનું અને કુદરતના અનેક દશ્યોનું લેખકે ઘણા રસથી વર્ણન કર્યું છે. ઐતિહાસિક વિવેચન ઘણા વિસ્તારથી કરવામાં આવ્યું છે અને તે લેખકની પંકાયેલી કલમને અનુરૂપ છે.

**નવજીવન અને સત્ય.** ઑગસ્ટ ૧૯૧૬

---

લેખન શૈલી મજાની છે. કાવ્ય લખવામાં વૃતપર હાથ ઠીક બેઠો છે. જ્યાં જ્યાં પ્રકૃતિવર્ણન આપવામાં આવ્યું છે ત્યાં ત્યાં રસ સારો આવ્યો છે. ગુજરાતમાં એમના જેવા ઉત્સાહી લેખકોની જરૂરછે.

**કેળવણી,** ઑગસ્ટ ૧૯૧૬

તમારૂં કાવ્ય શિક્ષિત તેમજ અશિક્ષિત ઉભયને વાંચવા યોગ્ય જ છે. સરળ ભાષામાં સુંદર ચિત્ર આલેખાયું છે. તમારૂ કાવ્ય વાંચ્યા પછી શિવાલય જોવા ઇચ્છા થઇ છે. પ્રયાસ સફળ થયેલો જોવા ઇચ્છુછું.

**નંદનાથ કેદારનાથ દિક્ષિત-વડોદરા ૯-૭-૧૬**

"સોરઠી સ્તવન" મને બહુ ગમે છે બીજી કવિતાઓમાં શબ્દોની સરળતા અને અર્થની વિષદતા છે.

**હીંમતલાલ ગણેશજી અંજારીયા-સેંટાક્રુઝ.**

તમારૂં કાવ્ય આદ્યંત હું એકજ બેઠકે વાંચી ગયો. ભાષા અને વૃત્ત તમારે હાથે બેઠાં છે. વર્ણન અને રસ પણ જમાવી શકો છો.

**રણજીતરામ વાવાભાઇ મહેતા—પુના.**

જાણે કે કુંભનાથનાં દર્શન આંહી બેઠે પ્રત્યક્ષ થયાં હોય એમ તમારી કવિતાથી ભાસ થયો. અને તેથીજ જણાય છે કે તમે કુદરતી કવિ છો.

**દેવશંકર વૈકુંઠજી ભટ્ટ-ભાવનગર.**

મહા કવિ નર્મદની જુસ્સાભરી ફાંકડી વાણીનું ભાન કરાવવા ઉપરાંત સ્વદેશ પ્રેમ જગાડે છે. કવિતામાં પ્રસાદ છે. સુંદર ચિત્રો ઉઠયાં છે. રસની ઝમાવટ ખૂબ કરી છે.

**ત્રવાડી કરૂણાશંકર મૂળજી વૈદ્ય. કુંડલા.**

આ સિવાય હિંદુસ્તાન, જામેજમસેદ, સાહિત્ય, વીગેરેના પણ ઉત્તમ અભિપ્રાયો મળેલા છે.

# શુદ્ધિપત્ર.



| પૃષ્ઠ. | લીટી. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| ૩ | ૪ | શંગે | શૃંગે |
| ૩ | ૧૦ | વાતા | વાતો |
| ૬ | ૮ | થયા | "થયા |
| ૧૨ | ૧૯ | પ્રાયાશ્ચત્ત | પ્રાયશ્ચિત્ત |
| ૧૪ | ૧ | સ્વગથી | સ્વર્ગથી |
| ૧૮ | ૧૩ | દુષ્ટના | દુષ્ટાના |
| ૩૨ | ૧૦ | હમેશાં | હેમશાં |
| ૩૭ | ૧૯ | રહો | રહો" |
| ૪૪ | ૧૭ | અભિકારી | અધિકારી |
| ૭૦ | ૧૬ | પ્રવેશ | પ્રવેશે |
| ૭૧ | ૧૮ | વાંગે | વાગે |
| ૭૭ | ૨૦ | સ | સહુ |
| ૮૧ | ૧૧ | વેત | શ્વેત |
| ૯૦ | ૧૪ | ધરા | ધરી |
| ૯૬ | ૨૨ | લોમપાદ | લોમપાદ |

**આદર્શભૂત જીવનના અભિપ્રાયોમાં.**

| | ૨૨ | આશ્રયાથી | આ પ્રયાસ, |
|---|---|---|---|



# આદર્શભૂત જીવન માટે મળેલા અભિપ્રાયોમાંના કેટલાક.

As its name implies it tries to depict what an ideal life is and should be.

**K. M. Zaveri Modern Riview.** Jan. 16.

આ દુઃખી સંસારમાં મનુષ્યજીવન સુખમય રીતે કેવી રીતે ગળાય અને તે આદર્શભૂત જીવન ક્યારે મનાય તે દર્શાવવાનો સારો પ્રયત્ન આ લઘુ ગ્રંથમાં નિબંધકારે કીધો છે. ભાષા સરળ અને સમજણ પડે તેવી છે.

**ગુજરાતી ૧૯-૧૨-૧૫.**

ભાષા સરળ ને સાદી વાપરવાથી તે જનસમૂહને વધારે ઉપયોગી થશે. ઉપયોગી વિષયોનો સમાવેશ કરી તેમને સારી રીતે ટુંકામાં વર્ણવ્યા છે.

**હરગોવિંદદાસ દ્વારકાંદાસ કાંટાવાળા—વડોદરા.**

તમે સાહિત્યક્ષેત્રમાં મેળવેલો યશ તમને નવા પ્રયત્નોમાં પ્રોત્સાહન આપનારો થાઓ અને તમે સાહિત્યની બને તેટલી સેવા બજાવો એવા મારા હૃદયની આશંસા છે.

**કેશવલાલ હર્ષદરાય ધ્રુવ—અમદાવાદ.**

તમારી લોકોપયોગી પ્રવૃત્તિથી મને સંતોષ થાય છે. સંકલના ઘણી સારી ને ભાષા સરળ ને શુદ્ધ સામાન્ય પ્રજાવર્ગને વાંચવાનું મન થાય તેવી છે.

**છગનલાલ ઠાકોરદાસ મોદી—સુરત.**

આશા રાખુ છું કે આશ્રયાથી બીજા અનેક પ્રયાસોનો પુરોગામી થશે અને આપને હાથે ગુજરાત અને ગુજરાતીને કાયમના લાભ થશે.

**હીંમતલાલ ગણેશજી અંજારીઆ—સેંટાક્રુઝ.**